સુધારેલી આવૃત્તિ ૪ થી. કિમ્મત ૦-૬-૦



ઉત્તરવિભાગ, કાઠિયાવાડ એજન્સિ, અને ગાયકવાડ સરકારના કેળવણી ખાતા માટે લાયબ્રેરિ અને પ્રાઈઝબુક, અને ગોંડળ, જામનગર ને જૂનાગઢ સ્ટેટમાં ટેકસ્ટબુક.

સરળ

# વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશ.

( વાચનમાળાની ૫-૬-૭મી ચોપડીના પાઠવાર શબ્દોની સમજુતી સહિત. )



પ્રેમચંદ કરમચંદ શાહ.

ઉત્તરવિભાગ, કાઠિયાવાડ એજન્સિ, અને ગાયકવાડ સરકારના કેળવણી ખાતા માટે લાયબ્રેરિ અને પ્રાઇઝબુક; અને ગોંડળ, જામનગર ને જૂનાગઢ સ્ટેટમાં ટેકસ્ટબુક.

સરલ

# વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશ.

પ્રાથમિકશાળાઓ, ટ્રેનિંગ કૉલેજો, અને અંગ્રેજી-ગુજરાતી શાળાઓ માટે

લેખક તથા પ્રકાશક,

પ્રેમચંદ કરમચંદ શાહ,

માજી ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર, ગોંડળસ્ટેટ.

મુ. કપડવંજ (જિલ્લે ખેડા).

સુધારેલી આવૃત્તિ ચોથી —પ્રત ૨૦૦૦.



અમદાવાદ—સલાપોસરોડ, ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

સંવત્ ૧૯૮૨. સને ૧૯૨૬.

કિંમત છ આના.

# અર્પણ પત્રિકા.

નેક નામદાર મહારાજા સાહેબ ભગવતસિંહજી-
જી. સી. આઇ. ઈ., ડી. સી. એલ., એલ. એલ. ડી.,
એમ. ડી., એફ. આર. સી. પી., એફ. આર. એસ. ઈ.,
ઇત્યાદિ, ઇત્યાદિ.

સંસ્થાન ગોંડળ.

સંસ્કારી રાજન્,

જે રાજ્યકર્તા પોતાના રાજ્યમાં બધાં લખાણની ભાષા ગુજરાતી રાખીને તેને શુદ્ધ પણ રૂઢ, પ્રૌઢ પણ સરલ, અને શિષ્ટ પણ માર્મિક જોવા ઉત્સુક છે, જે નરેશ પૂર્વની સમૃદ્ધ તેમજ પશ્ચિમની ખેડાયલી ભાષાના જીવનરૂપ જ્વલંત શબ્દરૂપી રત્નોને કસોટી કરી પારખવામા ઝવેરીની માફક તેનાં મૂળ, વાચ્યાર્થ, લક્ષ્યાર્થ, તથા સમાનાર્થના સૂક્ષ્મભેદની ચર્ચા કરનારા છે; જે સાહિત્યપ્રેમી અપ્રસિદ્ધ સંસ્કૃતમય પુનરુક્તિવાળા નિરર્થક વિસ્તારવાળાં લખાણને હસી કાઢી ઘરગથ્થુ ભાવગ્રાહી ટૂંકા લખાણ લખનાર તેમજ વખાણનાર છે, અને જે રાજવંશી ગ્રંથકાર, ગ્રંથપરીક્ષક રૂપે ક્યારના પોતાની વિદ્વત્તા, બુદ્ધિ તથા ચાતુર્ય દર્શાવી રહ્યા છે; તે સંસ્કારી રાજનની નૈસર્ગિક શક્તિ, રસિકતા, રસજ્ઞતા, વાંચવાનો ને લખવાનો ઉદ્યોગ, ગ્રંથપરીક્ષક શક્તિની વધાતી જતી પરિપક્વતા તેમજ મનની પૃથક્કરણ શક્તિ, વગેરે ગુણોને લીધે આકર્ષાઈ ભાષાશાસ્ત્રની સાથે મહત્ત્વનો સંબંધ ધરાવતો વ્યુત્પત્તિ જેવો શાસ્ત્રીય ગ્રંથ આપ નામદાર શ્રીને ચરણે ધરી હું કૃતાર્થ માનું છું.

લિ. આપશ્રીનો સદાનો ઋણી
પ્રેમચંદ કરમચંદ શાહ.



"ગોંડળના મહારાજાશ્રી ભગવતસિંહજી બહાદુર; કેળવણીના હિમાયતી."

# ચોથી આવૃત્તિની પ્રસ્તાવના.

વ્યુત્પત્તિનો વિષય પ્રાથમિક શાળાઓમા ઘણા વર્ષોથી દાખલ કર્યો છે. તોપણ આપણી ગુજરાતી શાળાઓમાં હજી વ્યુત્પત્તિ શિખવાઇ નથી એમ કહીએ તો ચાલે. એનું વિશેષ કારણ વ્યુત્પત્તિનો વિષય ક્રમે ક્રમે શિખવવો જોઇએ, તેમા આજસુધી મોટી ગેરસમજુતી ચાલતી હતી. શરૂઆતમાં શિક્ષકો એમજ સમજતા હતા કે આ શબ્દ કઇ ભાષાનો છે, અથવા ઘણું તો એનો મૂળ શબ્દ કયો એમ પૂછ્યું એટલે બસ. આ ભૂલ અંતે સુધરી છે ને પ્રાથમિક શાળાનાં નવા સુધારેલા ધો. ૬-૭મા ' **શબ્દની સાદી બાંધણી** " શિખવવા રાખેલ છે

આ શિક્ષણ આપવાને ખાતામા લાયક પુસ્તક નહોતું. 'વ્યુત્પત્તિપ્રકાશ' નામે પુસ્તક ખાતામા ટેકસ્ટબુક છે તે લગભગ પીસતાળીશેક વર્ષપર લખાયલી છે. એમા શબ્દના અંગ (ધાતુ, પ્રત્યયાદિ) શિખવવા સંબંધી લેખજ નથી એમ કહીએ તો ચાલે. આથી અમે સને ૧૯૧૫ મા ' સરલ વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશ ' નામે પુસ્તક બહાર પાડ્યું. આ પુસ્તકપર મળેલા કેટલાક અભિપ્રાય નીચે આપ્યા છે.

સરલ વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશની પ્રથમાવૃત્તિ મે.ઉ.વિ.એ.ઈ.સા. બહાદુરે ઇં.નં ૯૨૩૧ તા. ૫-૧૨-૧૬ થી **સઘળી સ્કૂલો અને ટ્રેનિંગ કૉલેજો માટે લાયબ્રેરિ અને પ્રાઇઝ બુક તરીકે મંજૂર કરી છે.** ગોંડળ સ્ટેટના મે.એ.ઈ. સાહેબે ડે.નં. ૯૯૬ તા. ૭-૧૨-૧૫થી **ટેકસ્ટ બુક, લાયબ્રેરિ** અને **ઈનામ બુક** માટે મંજૂર કરી છે.

બીજી આવૃત્તિ સુધારાવધારા સાથે બહાર પાડવામા આવી હતી, તે ઉ.વિ.ના મે.એ.ઇ.સા. બહાદુરે ઇં.નં. ૧૩૨૦૧ તા. ૬-૧-૨૦ થી, બરોડા સ્ટેટના મે. વિદ્યાધિકારી સાહેબ બહાદુરે વિ.ક.ડી. જા. નં.૭૯૩૭ તા. ૧૧-૧૨-૧૯થી, અને કાઠિયાવાડ એજન્સિના મે.

વાલાસાન એજંટ ટુ ધી ગવર્નર સાહેબ બહાદુરના પરસનલ આસિસ્ટંટ સાહેબે ઇ.નં.બી.એ.પી. ૫૨ તા-૨૭-૧૦-૧૯ થી લાયબ્રેરિ તા. પ્રાઈઝબુક તરીકે મંજૂર કરી છે. જામનગર અને જૂનાગઢ સ્ટેટમા ટેક્સ્ટબુક તરીકે મંજૂર થઇ છે.

આ આવૃત્તિમાં પ્રાથમિક શાળાઓને ઉપયોગી ભાગ રાખી, પુસ્તકનું કદ બહુ વધી ન જવા ખાતર કેટલોક ભાગ કમી કર્યો છે, અને ત્રિવેદી વાચનમાળાના શબ્દો ઉમેર્યા છે; વળી રચનામા કેટલોક ફેરફાર કર્યો છે, એટલે બીજી આવૃત્તિથી પુસ્તકને છેડે પાચમી, છઠ્ઠી ને સાતમી ચોપડીના પાઠવાર શબ્દોનો કોષ આપ્યો હતો, તેને બદલે ૫-૬-૭ ચોપડીના પાઠવાર શબ્દોની સમજુતી આપી છે, અને એ શબ્દો જે જે પ્રકરણોમા આવ્યા છે ત્યા શબ્દો જોડે પાઠનો અંક દર્શાવ્યો છે. આથી વાચનપાઠ વખતે પાઠના શબ્દની વ્યુત્પત્તિ શિખવવામાં સરળતા થશે. પુસ્તક વિશેષ ઉપયોગી થવા ખાતર છેડે **શબ્દવ્યુત્પત્તિદર્શક સૂચી** આપી છે.

આ પુસ્તક લખવામા તથા તેમા સુધારો વધારો કરવાને શબ્દચિંતામણી કોષ, સંસ્કૃત ધાતુરૂપ કોષ, શબ્દાર્થસિંધુ, અમરસાર કોષ, નર્મ કોષ, બેલસરે કૃત ગુજરાતી-ઇંગ્લિશ ડિક્શનેરી, લ. ગો. પટેલ કૃત ગુજરાતી શબ્દ કોષ, સરલ વ્યુત્પત્તિપાઠ, વ્યુત્પત્તિપ્રકાશ, વ્યુત્પત્તિસાર, ગુજરાતી ભાષાનું મધ્ય અને બૃહદ્ વ્યાકરણ, અને શાળાપત્રના આ વિષય પરના લેખોનો આધાર લેવામાં આવ્યો છે; તેને માટે આ સ્થળે તે સર્વ ગ્રંથકર્તા, અને લેખકોનો આભાર માનું છું.

તા. ૧-૧-૨૬.
**મુ. કપડવંજ.** } **કર્તા.**

## 'સરલ વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશ' આવૃત્તિ પહેલી પર કેટલાક

## અભિપ્રાયો.

**રાજકોટ ઇંટર ટ્રેનિંગ કૉલેજના મહૂંમ પ્રિન્સિપાલ મે. રા. સા. ગણપતરામ અનુપરામ ત્રવાડી સાહેબ લખે છે કેઃ—**" થોડામાં ઘણું સમાવ્યું જણાય છે. એ વિષયને લગતી જે જે ચોપડીઓ મારા જોવામાં આવી છે, તે તમારા 'પ્રકાશ' આગળ ઝાંખી પડતી જણાય છે. તમે મહેનત લઇને જે વિસ્તીર્ણ સંગ્રહ કર્યો છે, તે ઉપરથી જોઇ શકાય છે, કે એ ચોપડી વિદ્યાર્થીવર્ગને સંપૂર્ણ ઉપયોગી અને માર્ગદર્શક થઇ પડશે, એટલુંજ નહિ પણ તમે એ કામ કરવામાં એટલી ચોકસી રાખી છે કે શિક્ષકવર્ગને પણ વિશ્વાસનીય જણાશે. મને વિશ્વાસ છે કે મે. ડિરેક્ટર સાહેબ એ પુસ્તકને ઇનામ તથા લાયબ્રરિ માટે મંજૂર કરશે, એટલુંજ નહિ પણ કૉલેજમાં 'ટેક્સ્ટબુક' તરીકે દાખલ કરશે એની કીમત પણ તમે વધારે રાખી નથી; તમારી મહેનત જોતાં તો કંઇજ નથી એમ કહીએ તો ચાલે. તમે જે ખાતાની આજસુધી સેવા કરી રહ્યા છો તેને માટે પુસ્તકો રચવામાં અને પ્રકટ કરવામાં આ રીતે પણ ઘણું કર્યું છે, તેને માટે અભિનંદન આપું છું."

**વડોદરા સ્ટેટના માજી વિદ્યાધિકારી, મે રાજ્યરત્ન રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા સાહેબ લખે છે કેઃ-**"પ્રે. ક. શાહની વ્યુત્પત્તિ અત્યાર સુધીનાં વ્યુત્પત્તિનાં પુસ્તકોમાં એક સુધારો છે. તે ક્રમવારની રચનાને લીધે ધો ૬-ઠ્ઠાની જરૂરીઆતો પૂરી પાડશે. કર્ત્તાએ આ ઉપયોગી વિષય વિદ્વત્તાપૂર્વક અને સંતોષકારક રીતે વર્ણવ્યો છે."

**મુંબઇ ઇલા. ગુજરાતી સ્કૂલોના સુપરિન્ટેન્ડેન્ટ, મે. રા. રા. હિમ્મતલાલ ગણેશજી અંજારિયા, એમ. એ., એલ. એલ. બી., સાહેબ લખે છે કેઃ—**"સરળ વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશ by Premchand K. Shah Esq. Deputy Edu Inspector, Gondal State, is a compilation which is sure to prove very useful not only to the pupils for whom it is meant, but also to those who are interested in the study of the Gujarati Language

and its growth. Great pains seem to have been taken in the compilation, and it is hoped that it will receive all encouragement from expected quarters, as almost all of his books deserve and have received "

**નડીઆદ મુખ્ય સ્કૂલના હેડમાસ્તર સાહેબ, મિ. પુરુષોત્તમ રેવાશંકર દવે, લખે છે કે:**—"આપના તરફથી મળેલી વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશ નામે બુક સંપૂર્ણ વાચી જોઈ, તેમજ આ સ્કૂલ કે જેમાં માત્ર પાચમું, છઠ્ઠું, ને સાતમું ધોરણ શિખવાય છે તેના થર્ડ ઇયર આસિસ્ટંટોને વંચાવી, તેમના અભિપ્રાય સાથે મળતા થઇ મને લખતાં આનંદ થાય છે કે આપે વિદ્યાર્થીઓને વ્યુત્પત્તિજ્ઞાન મેળવવા માટે એક જરૂરી બુક પુરી પાડી છે"

હાલ ચલતા 'વ્યુત્પત્તિપ્રકાશ'માં સામાસિક શબ્દો માત્ર એકજ પાતામાં સમાવ્યા છે. તેમાં સંધિનો વિષય તો છેજ નહિ, કે જે સામાસિક શબ્દો સમજવામાં આવશ્યક છે. વળી કૃત્ અને તદ્ધિત પ્રત્યયો જુદા પાડયા નથી, તેમ વિસ્તારથી સમજાવ્યા નથી, અને તેનો ઉપયોગ પણ ગૌણ રીતે નોટમાં બતાવ્યો છે. આ બધી બાબતો આ પુસ્તકમાં યોગ્ય વિસ્તારથી દાખલ કરેલી છે.

વળી હાલમાં ગુજરાતી ભાષામાં સંસ્કૃત શબ્દોનો વાપર વધતો જાય. છે, તેના અર્થ વગેરે સમજવા માટે સંસ્કૃત પ્રત્યયો જુદા પાડી વધારે વિસ્તારથી સમજાવવાનો જરૂર ઉત્પન્ન થઇ છે, તે જરૂર આ પુસ્તકમાં ધ્યાનમાં લીધેલી જણાય છે. માટે આ પુસ્તક વધારે આવકારને પાત્ર છે. મતલબ કે–હાલ ચાલતા પુસ્તકની ઘણીખરી અપૂર્ણતા પૂરી કરેલી હોવાથી આ પુસ્તક શાળાઓમાં ચલાવવા માટે મંજૂર થવા લાયક છે એવો મારો અભિપ્રાય છે"

**સુરત સિટિ ગ્યુ. સ્કૂ નં. ૧ લાના હેડમાસ્તર સાહેબ, દયાળજી ખંડુભાઇ વસાઈ, લખે છે કે:**—"આપે પ્રસિદ્ધ કરેલી 'વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશ'ની મળેલી બુક અત્યંત ઉપકાર સહ સ્વીકારવામાં આવી છે.

જેમાં જમાનાને અનુસાર સમાવેલા વિષયો અને નવીન પદ્ધતિ અનુસાર રચેલી શ્રેણી જોતાં આ લઘુ પુસ્તક પ્રાથમિક શાળાના ઉપલા વર્ગોના વિદ્યાર્થીઓને તેમજ શિક્ષકોને સરળ થઇ ઉપયોગી થઇ પડે એમ છે."

૭

# વ્યુત્પત્તિજ્ઞાનથી થતા લાભ.

૧. શબ્દનાં ખરા રૂપ નજરમા ઠસવાથી જોડણીમાં ભૂલ થવાનો સંભવ થોડો રહે છે. 'તિ' કૃત્પ્રત્યય લાગવાથી કૃતિ, ગતિ, દૃષ્ટિ, નીતિ, પ્રસૂતિ, પ્રીતિ, ભક્તિ, મુક્તિ, રતિ, શાન્તિ, સંતતિ, સૃષ્ટિ, સ્થિતિ, ગ્લાનિ, હાનિ, વગેરે શબ્દો થયા છે, એ જાણ્યા પછી કદી પણ 'તિ' દીર્ઘ લખવાની ભૂલ કરશે નહિ.

૨. શબ્દોનો મૂળ અર્થ તથા લાક્ષણિક અર્થ ચોકખી રીતે સમજાય છે. 'શંકર' નો મૂળ અર્થ 'સુખ કરનાર' અને લાક્ષણિક અર્થ 'મહાદેવ' છે તે આપણે વ્યુત્પત્તિ વડે જાણીએ છીએ.

૩. સમાનાર્થ શબ્દમા રહેલો સૂક્ષ્મભેદ સમજી શકાય છે. 'સ્ત્રી' ને માટે **કામિની, માનિની, રમણી**, વગેરે અનેક શબ્દો છે, પણ આ શબ્દો વાપરવાનો ભેદ વ્યુત્પત્તિ વડે જણાય. કામી સ્ત્રીના વર્ણનમા 'કામિની,' માનવતી સ્ત્રીના વર્ણનમા 'માનિની', અને મનોહર સ્ત્રીના વર્ણનમા 'રમણી' શબ્દ વાપરવો યોગ્ય ગણાય.

૪. પૂર્વની જનસ્થિતિ, અને જનસ્વભાવ જણાઇ આવે છે. **'પત્ર'** નો અર્થ પાંદડું થાય છે, બીજો અર્થ 'કાગળ' થાય છે. આ પરથી જણાય છે કે પ્રાચીન કાળમાં કાગળ નહોતા, ત્યારે પાંદડા પર લખતા. **'ભીમ'** ( ભી=ભય પામવો ) શબ્દની વ્યુત્પત્તિ પરથી ભીમના દેખાવ, સ્વભાવ, ને કર્મનું અનુમાન થાય છે.

# અનુક્રમણિકા.



## સંક્ષિપ્ત ચિહ્નો.

**सं**.=સંસ્કૃત.
प्रा.=પ્રાકૃત.
**अ**.=અરબી.
**फा**=ફારસી.
ક્રિ. વિ. અ.=ક્રિયાવિશેષણ અવ્યય.
ના. જા. પ્ર.=નારીજાતિનો પ્રત્યય.
ક્રિ. વા. પ્ર.=ક્રિયાવાચક પ્રત્યય.
ક. વા. પ્ર.=કર્તૃવાચક પ્રત્યય.
સા.વા.પ્ર.=સાધનવાચક પ્રત્યય.
વ.કૃ.પ્ર.=વર્તમાન કૃદંત પ્રત્યય.
લ.વા.પ્ર.=લઘુતાવાચક પ્રત્યય.
૩.ત.પુ.સ.=તૃતીયા તત્પુરુષસમાસ.
૬. ત. પુ. સ.=ષષ્ઠી તત્પુરુષ સમાસ.
ક. ધા. સ.=કર્મધારય સમાસ.
બ. વ્રી. સ.=બહુ વ્રીહિ સમાસ.
અ. ભા. સ.=અવ્યયી ભાવ સમાસ.
મ.પ.લો.સ.=મધ્યમ પદ લોપી સમાસ

સરલ

# વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશ.

## ગુજરાતી ભાષાની ઉત્પત્તિ.

હિંદમા પ્રથમ અનાર્ય લોક વસતા હતા, તેમની ભાષાને પ્રાકૃત વ્યાકરણ રચનાર **દેશ્ય** ભાષા કહે છે. ત્યારપછી હિંદમાં આર્યલોકો વાયવ્ય કોણને માર્ગે આવ્યા, તેમની ભાષા **જુની આર્ય** કે **સંસ્કૃત** નામથી ઓળખાય છે. ભાષા બોલાતી હોય છે ત્યારે તેમા અનેક વિકાર થયા કરે છે. ઉચ્ચારની ખામીથી, અનાર્ય પ્રજાના સમાગમથી, અને એવાં બીજાં કારણોથી સંસ્કૃત ભાષા બગડતી ગઈ. સંસ્કૃત ભાષામા વિકાર થતા જે પ્રથમ ભાષા પંજાબમા ઉદ્ભવી તે **પ્રાકૃત** હતી. પંજાબમાથી કેટલાક આર્યો મારવાડ, ગુજરાત તરફ આવ્યા. ત્યારે પંજાબની પ્રાકૃત ભાષાપરથી **અપભ્રંશ** ભાષા ઉત્પન્ન થઈ. અને અપભ્રંશ ભાષાપરથી **જુની ગુજરાતી ભાષા** થઈ છે.

પંજાબમાથી જે આર્યો આપણા દેશમા આવ્યા તે **ગુર્જરો** હતા. તેમના નામ પરથી આપણા દેશનું જુનું નામ **લાટદેશ** હતું તે બદલાઈ દેશનું નામ **ગુજરાત** ને ભાષાનું નામ ગુજરાતી પડયું છે. 'ગુજરાત' શબ્દ 'ગુર્જરત્રા" પરથી થયો છે, અને તેનો અર્થ 'ગુર્જરોને આશ્રય દેનારી ભૂમિ' થાય છે.

મુસલમાની રાજ્ય થતાં ગુજરાતી ભાષામા કેટલાક **અરબી ફારસી** શબ્દો આવ્યા છે. યુરોપી પ્રજાઓ આ દેશમા વેપારાર્થે આવી

છે, તેમાં પ્રથમ પોર્ટુગીઝ પ્રજા હતી, તે પ્રજાના સંસર્ગથી **પોર્ટુગીઝ** શબ્દો અને હાલમા અંગ્રેજી રાજ્ય હોવાથી તેમની ભાષાના **અંગ્રેજી** શબ્દો ગુજરાતી ભાષામાં ભળ્યા છે ને ભળતા જાય છે. આ રીતે ગુજરાતી ભાષામાં **શુદ્ધસંસ્કૃત, અપભ્રંશ, દેશ્ય,** અને **પરભાષાના** શબ્દો છે. શુદ્ધસંસ્કૃત શબ્દો પાચઆની, અપભ્રંશ નવઆની, ને દેશ્ય પરદેશી શબ્દો બેઆની હશે.

સંસ્કૃત શબ્દો **તત્સમ** (તદ્=તે, મૂળભાષા+સમ=સરખું) શબ્દો કહેવાય છે, કેમકે તે શબ્દો સંસ્કૃત ભાષામાં છે તેવા ને તેવા દાખલ થયા છે. ઉદાહરણ—અંક, અભિમાન, આગ્રહ, ઇંદ્ર, ઉદ્યાન, કવિ, ચરણ, દર્શન, ધારા, નિવૃત્તિ, પૂજક, ભાવ, ભિક્ષા, વિશ્વાસ, શિર, વગેરે.

અપભ્રંશ શબ્દો **તદ્ભવ** ( તદ્=તે, મૂળભાષા+ભવ=થવું તે ) શબ્દો કહેવાય છે, કેમકે તે સંસ્કૃત શબ્દના રૂપમા ફેરફાર થઇને આવેલા છે. તદ્ભવ શબ્દો બે પ્રકારના છે. **૧. પ્રાચીન તદ્ભવ, ૨. અર્વાચીન તદ્ભવ.** જે શબ્દો સંસ્કૃતમાંથી લાગલાજ વિકાર પામી દેશી ભાષામાં દાખલ થયા છે તે અર્વાચીન તદ્ભવ શબ્દ કહેવાય છે. ઉદાહરણ—

**પ્રાચીન તદ્ભવ**—અન્યાનિ-અણ્ણઇ-અને, ને; ચતુર્દશન્-ચઉદ્દહ-ચઉદ; પિતૃગૃહ-પિતૃઘર-પિઇહિર-પીહર; ભગિનીપતિ-ભયણીવઇ-બનેવી; રાજ્ઞીદેવી-રન્નાદેવ-રાંદેર; વૈવાહિક-વેવાહિઓ-વેવાઈ.

**અર્વાચીન તદ્ભવ**—કાર્ય-કારજ; ધર્મ-ધરમ; પર્વ-પરવ; માર્ગ-મારગ; વર્ષ-વરસ; પ્રાણ-પરાણે; સ્નેહ-સણેહ.



# ખંડ ૧ લો. ધોરણ ૬–૭ અને ટ્રે. કૉ. માટે.

## ( અક્ષરવિચાર, સંધિ, સમાસ, અને તદ્ધિત પ્રત્યય. )

સંધિના થોડા નિયમો આવડયા સિવાય વ્યુત્પત્તિ આવડતી નથી, અને અક્ષરોનાં સ્થાન વગેરે આવડયા વિના સંધિ શીખાતી નથી; માટે પ્રથમ આ બે બાબતનું વર્ણન નીચે આપ્યું છે.

## અક્ષર વિચાર.

### સ્થાન પ્રમાણે અક્ષરોનું કોષ્ટક.

**વ્યંજન.** **સ્વર.**

**કંઠસ્થાની**—ક્, ખ્, ગ્, ઘ્, ઙ્. હ્,.........અ, આ.
**તાલુસ્થાની**—ચ્, છ્, જ્, ઝ્, ઞ્, ય્, શ્,...ઇ, ઈ.
**મૂર્ધાસ્થાની**—ટ્, ઠ્, ડ્, ઢ્, ણ્, ર્, ષ્, ળ્,...ઋ.
**દંતસ્થાની**—ત્, થ્, દ્, ધ્, ન્, લ્, સ્,......
**ઓષ્ઠસ્થાની**—પ્, ફ્, બ્, ભ્, મ્,............ઉ, ઊ.

વ્ દંતોષ્ઠ્ય છે, કેમકે તેનો ઉચ્ચાર ઘણે ભાગે ઉપલા દાંત નીચલા ઓઠની સાથે અડાડવાથી થાય છે. એ, ઐ કંઠતાલવ્ય, અને ઓ, ઔ કંઠૌષ્ઠ્ય છે.

કંઠસ્થાની અક્ષરો ગળામાંથી બોલાય છે, તાલુસ્થાની અક્ષરો જીભ તાળવે અડાડયાથી બોલાય છે, મૂર્ધાસ્થાની અક્ષરો જીભનું ટેરવું ઉપલા દાંતની અંદરના અવાળુને અડાડયાથી બોલાય છે, દંતસ્થાની અક્ષરો જીભનું ટેરવું ઉપલા દાંતને અડાડયાથી બોલાય છે, અને ઓષ્ઠસ્થાની અક્ષરો બોલતાં બે ઓઠ ભેગા કરવા પડે છે.

**સ્પર્શવ્યંજન**—ક્ થી મ્ સુધીના વ્યંજનોનો ઉચ્ચાર કરતા જીભના ભાગો જુદા જુદાં સ્થાનોને બરાબર સ્પર્શ કરે છે, માટે એ સ્પર્શ વ્યંજન કહેવાય છે.

**અર્ધસ્વર**—ય્, ર્, લ્, વ્ વ્યંજનોનો ઉચ્ચાર કંઈક સ્વર જેવો છે, માટે એ અર્ધસ્વર કહેવાય છે.

**ઊષ્મવ્યંજન**—શ્, ષ્, સ્, અને હ્નો ઉચ્ચાર કરવામા એક પ્રકારનો વાયુ પ્રધાન છે માટે ઊષ્મ (ઊષ્મન્=વાયુ) કહેવાય છે.

**ઘોષવ્યંજન**—જેનો ઉચ્ચાર કરતા કંઈક રણકા જેવો અવાજ (ઘોષ) થાય છે તે. ગ્, જ્, ડ્, દ્, બ્; ઘ્. ઝ્, ઢ્, ધ્, ભ્; ઙ્, ઞ્, ણ્, ન્, મ્: ય્, ર્, લ્, વ્, હ્, ળ્. (સ્વરો બધા ઘોષ છે.)

**અઘોષવ્યંજન**—જેનો ઉચ્ચાર કરતા રણકા જેવો અવાજ (ઘોષ) નથી થતો તે. ક્, ચ્, ટ્, ત્; પ્, ખ્, છ્, ઠ્, થ્, ફ્, શ્, ષ્, સ્.

**અલ્પપ્રાણ**—જેનો ઉચ્ચાર કરતા થોડો શ્વાસ ખેંચવો પડે છે તે. ક્, ચ્, ટ્, ત્, પ્, ગ્, જ્, ડ્, દ્, બ્; ય્, ર્, લ્, વ્, ળ્. (સ્વરો બધા અલ્પપ્રાણ છે.)

**મહાપ્રાણ**—જેનો ઉચ્ચાર કરતા વધારે શ્વાસ ખેંચવો પડે છે તે. ખ્, છ્, ઠ્, થ્, ફ્; ઘ્, ઝ્, ઢ્, ધ્, ભ્; શ્, ષ્, સ્, હ્.

**અનુનાસિક**—ઙ્, ઞ્, ણ્, ન્, મ્, એઓ પોતાના સ્થાનની સાથે નાસિકામાંથી બોલાય છે. આ અક્ષરો અલ્પપ્રાણ છે.

## સંધિ.

**સંધિ**—જ્યારે એક પદમા બે અક્ષરો પાસે આવી તેમાં ફેરફાર થાય છે, ત્યારે સંધિ થઈ કહેવાય છે. (**सम्+धा=જોડવું; સંધિ** એટલે જોડાણ કે સંધાણ.)

ગુજરાતી થઈ ગએલા શબ્દોમા સંધિ થતી નથી, પણ ઘણા શુદ્ધ સંસ્કૃત શબ્દો સંધિ થએલા વાપરીએ છીએ, માટે સંધિના કેટલાક અગત્યના નિયમો નીચે આપીએ છીએ.

## સ્વરસંધિ.

(૧). જો **અ** કે **આ** ની પછી **અ** કે **આ** આવે, તો તે બંને મળીને **આ** થાય છે.

**અ+અ=આ.**

**ધોરણ ૬ માટે દાખલા.**

અદ્ય+અપિ=અદ્યાપિ.૪૯*
અપ+અંગ=અપાંગ (અપંગ).૧૯
અપૂર્ણ+અંક=અપૂર્ણાંક.૯૬
અભિનંદન+અષ્ટક=અભિનંદનાષ્ટક.
ઉભય+અન્વયી=ઉભયાન્વયી.
કૃત+અર્થ=કૃતાર્થ.૨૮
જન્મ+અષ્ટમી=જન્માષ્ટમી.૪૮
જોડ+અક્ષર=જોડાક્ષર.
તિલ+અંજલિ=તિલાંજલિ.
તૃતીય+અંશ=તૃતીયાંશ.
દશ+અંશ=દશાંશ ૭૨
દશ+અશ્વમેધ=દશાશ્વમેધ.૧૩
દાવ+અનળ=દાવાનળ.૬૪
દિવ્ય+અંગના=દિવ્યાંગના.૮૩
દૃષ્ટ+અંત=દૃષ્ટાંત.૮૦
દેશ+અટન=દેશાટન.૪૮
દેશ+અવર=દેશાવર.૩૧
દેશ+અંતર=દેશાંતર.
રૂપ+અંતર=રૂપાંતર.૫૧
સમ+અંતર=સમાંતર.૭૯
સ્થળ+અંતર=સ્થળાંતર.૭૮
ધર્મ+અધ્યક્ષ=ધર્માધ્યક્ષ.૭૧
નામ+અંકિત=નામાંકિત.૩૧
ન્યાય+અધીશ=ન્યાયાધીશ.૭૧
પટ્ટ+અભિષેક=પટ્ટાભિષેક.૩૧
પરમ+અણુ=પરમાણુ.૪૪
પીત+અંબર=પીતાંબર.૧૩
બાર+અક્ષરી=બારાક્ષરી (બારાખડી).

---

* શબ્દની પાસેનો અંક સરકારી વાચનમાળાની ૬ કે ૭ મી ચોપડીના ક્યા પાઠમાં એ શબ્દની સમજુતી આપેલી છે તે દર્શાવે છે. સમજુતી આ પુસ્તકને અંતે આપેલી છે.

મઘ+અર્ક=મઘાર્ક.[૮૫]
મૂળ+અક્ષર=મૂળાક્ષર.[૧૯]
યુવ+અવસ્થા=યુવાવસ્થા.
રાજ્ય+અધિકાર=રાજ્યાધિકાર.[૩૦]
વચન+અમૃત=વચનામૃત.[૬૩]
સ+અક્ષર=સાક્ષર.[૫]
સ+અક્ષિ=સાક્ષી.[૭૩]
સ+અનુકૂળ=સાનુકૂળ.[૪૩]
સાર+અંશ=સારાંશ.[૮૭]
સ+અર્થ+ક=સાર્થક.[૨૩]
સૂર્ય+અસ્ત=સૂર્યાસ્ત.[૯૭]
સ્વ+અધીન=સ્વાધીન.[૩૩]
સ્વ+અભિમાન=સ્વાભિમાન.[૫૫]
સ્વ+અર્થ=સ્વાર્થ.[૭]
સ્વ+અર્પણ=સ્વાર્પણ.[૩૭]
હિમ+અચલ=હિમાચલ.[૩૮]

## ધોરણ ૭.

અક્ષ+અંશ=અક્ષાંશ.[૨૦]
અષ્ટમ+અંશ=અષ્ટમાંશ.[૭૪]
ઉત્તર+અયન=ઉત્તરાયણ(ઉતરાણ).[૨]
દક્ષિણ+અયન=દક્ષિણાયન.[૨]
ઉદય+અચલ=ઉદયાચલ.[૪૦]
એક+અગ્ર=એકાગ્ર.[૪૧]
કલ્પ+અંત=કલ્પાંત.
કાળ+અંતર=કાળાંતર.[૩૪]
ગોળ+અર્ધ=ગોળાર્ધ.[૬૬]
ઘટક+અવયવ=ઘટકાવયવ.[૯૨]
ધર્મ+અંધ=ધર્માંધ.[૫૦]
ન+અસ્તિ+ક=નાસ્તિક.[૧૨]
પંચ+અમૃત=પંચામૃત.[૧૯]
પરમ+અર્થ=પરમાર્થ.[૧૪]
કિશોર+અવસ્થા=કિશોરાવસ્થા.
પૂર્વ+અવસ્થા=પૂર્વાવસ્થા.
બાલ્ય+અવસ્થા=બાલ્યાવસ્થા.[૬]
વૃદ્ધ+અવસ્થા=વૃદ્ધાવસ્થા.
બીજ+અંકુર=બીજાંકુર.
બ્રહ્મ+અંડ=બ્રહ્માંડ.[૩]
ભાવ+અર્થ=ભાવાર્થ.[૮૦]
મધ્ય+અહ્ન=મધ્યાહ્ન.[૭]
મુર+અરિ=મુરારિ (મોરાર).[૫૫]
રાજ+અધિરાજ=રાજાધિરાજ.
રાજ્ય+અભિષેક=રાજ્યાભિષેક.
રામ+અયન=રામાયણ.[૫૬]
લક્ષ+અધિપતિ=લક્ષાધિપતિ.
લોહિત+અંગ=લોહિતાંગ.[૯૪]
વસ્ત્ર+અલંકાર=વસ્ત્રાલંકાર.
વૃત્ત+અંત=વૃત્તાંત.[૮]

વેદ+અંગ=વેદાંગ.
સર્વ+અંગ=સર્વાંગ.[૬]
સ+અષ્ટ+અંગ=સાષ્ટાંગ.
સહ+અધ્યાયી=સહાધ્યાયી.[૧૪]
સહ્ય+અદ્રિ=સહ્યાદ્રિ.[૨]
સાહસ+અંક=સાહસાંક.
સિદ્ધ+અંત=સિદ્ધાંત.[૨]
સિંહ+અવલોકન=સિંહાવલોકન.
સ્નેહ+અધીન=સ્નેહાધીન.

**અ+આ=આ.**

**ધોરણ ૬.**

આયુધ+આગાર=ઠેકાણું=આયુધાગાર.
ઇંદ્ર+આસન=ઇંદ્રાસન.[૩]
દર્ભ+આસન=દર્ભાસન.
મયૂર+આસન=મયૂરાસન[૨]
ગુરુત્વ+આકર્ષણ=ગુરુત્વાકર્ષણ.[૮૧]
સ્નેહ+આકર્ષણ+સ્નેહાકર્ષણ.[૭૬]
ગોળ+આકાર=ગોળાકાર.[૨૫]
ઘંટ+આકાર=ઘંટાકાર.[૧૩]
ત્રિકોણ+આકાર=ત્રિકોણાકાર.[૫૩]
શુંડ+આકાર=શુંડાકાર.[૪૭]
છિદ્ર+આલુ=છિદ્રાલુ.[૭૭]
રસ+આલ=રસાલ.[૫૧]
જળ+આશય=જળાશય.[૬૧]
પિત્ત+આશય=પિત્તાશય.[૯૫]
તેજ+આવરણ=તેજાવરણ.[૯૬]
મુકુટ+આવરણ=મુકુટાવરણ.[૯૬]
વાત+આવરણ=વાતાવરણ.[૭૭]
દેવ+આલય=દેવાલય (દેવળ).[૩૩]
પુસ્તક+આલય=પુસ્તકાલય.[૩૧]
શિવ+આલય=શિવાલય.[૧૩]
હિમ+આલય=હિમાલય.[૩૫]
ધન+આઢય=ધનાઢય.[૫૨]
નર+આદિ=નરાદિ.[૪૩]
હસ્ત+આદિ=હસ્તાદિ.
માસ+આહારી=માસાહારી.[૬૩]
વિશ્વ+આધાર=વિશ્વાધાર
શરણ+આગત=શરણાગત.
શાહજહાન+આબાદ=શાહજહાનાબાદ.[૨]
શોક+આતુર=શોકાતુર.[૩૨]
સ્વ+આગત=સ્વાગત=સત્કાર.
સ્વ+આશ્રય=સ્વાશ્રય.[૫૫]

**ધોરણ ૭.**

અન્યોન્ય+આશ્રય=અન્યોન્યાશ્રય (સં. અન્યાન્યાશ્રય).[૩૫]
ઇંદ્ર+આદિ=ઇંદ્રાદિ.
કામ+આદિ=કામાદિ.

પર્વત+આદિ=પર્વતાદિ.[૭૦]
આરોગ્ય+આલય=આરોગ્યાલય.[૪૯]
કંકણ+આકાર=કંકણાકાર.[૬૯]
વર્તુળ+આકાર=વર્તુળાકાર.[૮૩]
કેશ+આકર્ષણ=કેશાકર્ષણ.[૮૦]
રસાયન+આકર્ષણ=રસાયનાકર્ષણ.[૮૬]
દ્રોણ+આચાર્ય=દ્રોણાચાર્ય.[૫૭]
ધર્મ+આચાર્ય=ધર્માચાર્ય.
ભાસ્કર+આચાર્ય=ભાસ્કરાચાર્ય.[૨]
શંકર+આચાર્ય=શંકરાચાર્ય.[૬૫]
શુક્ર+આચાર્ય=શુક્રાચાર્ય.
નિજ+આનંદ=નિજાનંદ.[૪૪]
સ્વ+આનંદ=સ્વાનંદ.[૪૪]
પરમ+આત્મા=પરમાત્મા.[૧૨]
બ્રહ્મચર્ય+આશ્રમ=બ્રહ્મચર્યાશ્રમ.[૫૮]
ગૃહસ્થ+આશ્રમ=ગૃહસ્થાશ્રમ.[૫૮]
વાનપ્રસ્થ+આશ્રમ=વાનપ્રસ્થાશ્રમ.[૫૮]
સંન્યાસ+આશ્રમ=સંન્યાસાશ્રમ[૫૮]
ભય+આનક=ભયાનક.[૬]
મધ્ય+આકર્ષક=મધ્યાકર્ષક[૯૭]
ચિત્ત+આકર્ષક=ચિત્તાકર્ષક.
મનુષ્ય+આહારી=મનુષ્યાહારી.[૭૨]
રત્ન+આકર=રત્નાકર (રતનાગર).[૭]
રાજ્ય+આસન=રાજ્યાસન.[૨૯]
સિંહ+આસન=સિંહાસન.[૪૦]
વંશ+આવલી=વંશાવલી.

**આ+અ=આ.**

**ધોરણ ૬.**

આજ્ઞા+અંકિત=આજ્ઞાંકિત.[૩૯]
કદા+અપિ=કદાપિ.[૨૩]
તથા+અપિ=તથાપિ.[૩૯]
ભાષા+અંતર=ભાષાંતર.[૫]
લીલા+અમૃત+ધારા=લીલામૃતધારા.[૫૪]
વિદ્યા+અર્થી=વિદ્યાર્થી.[૬]
વિદ્યા+અભ્યાસ=વિદ્યાભ્યાસ.[૨૯]
સત્તા+અધિકારી=સત્તાધિકારી.
સેના+અધિપતિ=સેનાધિપતિ.[૬૪]

**ધોરણ ૭.**

અવસ્થા+અંતર=અવસ્થાંતર.[૮૩]
આજ્ઞા+અધીન=આજ્ઞાધીન.
નૌકા+અધિપતિ=નૌકાધિપતિ.
માલવિકા+અગ્નિમિત્ર=માલવિકાગ્નિમિત્ર.[૬૧]
મિથ્યા+અભિમાન=મિથ્યાભિમાન.[૫૭]
મુદ્રા+અંકિત=મુદ્રાંકિત=છાપેલું.

યથા+અર્થ=યથાર્થ.
રેખા+અંશ=રેખાંશ.[૨૦]

**આ+આ=આ.**

**ધોરણ ૬.**

ઇચ્છા+આદિ+ક=ઇચ્છાદિક.[૩૯]
કૃપા+આલુ=કૃપાલુ.[૧૬]
દયા+આલુ=દયાલુ.[૧]
માયા+આલુ=માયાલુ.[૧]
ચિન્તા+આતુર=ચિન્તાતુર.[૨૭]

**ધોરણ ૭.**

ક્ષુધા+આર્ત=ક્ષુધાર્ત=ભૂખથી પીડાએલું.
તૃષા+આર્ત=તૃષાર્ત=તરસથી પીડાએલું.
મહા+આત્મા=મહાત્મા.[૧૨]
વક્ર+રેખા+આકૃતિ=વક્રરેખાકૃતિ.[૮૦]
વિદ્યા+આલય=વિદ્યાલય [૨૧]

(૨). ઇ કે ઈ ની પછી ઇ કે ઈ આવે, તો તે બંને મળી ઈ થાય છે. ઉદા૦—

**ધોરણ ૬.**

અધિ+ઈશ=અધીશ.
અગ્નિ+ઈશ્વર=અગ્નીશ્વર.[૧૩]
પરિ+ઈક્ષા=પરીક્ષા.[૧૪]

**ધોરણ ૭.**

આદિ+ઈશ્વર=આદીશ્વર.[૧૦]
યોગી+ઈશ્વર=યોગીશ્વર.[૧૧]

(૩). ઉ કે ઊની પછી ઉ કે ઊ આવે, તો તે બંને મળીને ઊ થાય છે. જેમ–ભાનુ+ઉદય=ભાનૂદય.

(૪). અ કે આની પછી ઇ કે ઈ આવે, તો તે બેઉ મળીને એ થાય છે. ઉદા૦—

**ધોરણ ૬.**

ઈશ્વર+ઇચ્છા=ઈશ્વરેચ્છા.[૪૬]
ગુર્જર+ઈશ્વર=ગુર્જરેશ્વર.[૩૯]
પરમ+ઈશ્વર=પરમેશ્વર.[૧]
ભૂત+ઈશ=ભૂતેશ.[૫૧]
રાજ+ઇંદ્ર=રાજેંદ્ર.[૩૯]
સ+ઇન્દ્રિય=સેન્દ્રિય.[૯૩]
સ્પર્શ+ઇન્દ્રિય=સ્પર્શેન્દ્રિય.[૧૯]

**ધોરણ ૭.**

અજિત+ઇન્દ્રિય=અજિતેંદ્રિય=

જેણે ઇન્દ્રિયો જીતી નથી તે.
દાન+ઇશ્વરી=દાનેશ્વરી.
દ્વારકા+ઇશ=દ્વારકેશ.[૭]
નર+ઇશ=નરેશ.
મહા+ઇશ=મહેશ.[૬૫]
મહા+ઇશ્વર=મહેશ્વર.[૨]
મંત્ર+ઇશ્વર=મંત્રેશ્વર.[૨૭]
રાજ+ઇશ્વર=રાજેશ્વર.
લોક+ઇષણા=લોકેષણા.[૧૮]

(૫). **અ** કે **આ** પછી ઉ કે ઊ આવે, તો તે બંને મળીને **ઓ** થાય છે. ઉદા૦—

**ધોરણ ૬.**

ગુપ્ત+ઉત્તર=ગુપ્તોત્તર.[૧૬]
જીર્ણ+ઉદ્ધાર=જીર્ણોદ્ધાર.[૪૬]
પર+ઉપકાર=પરોપકાર.[૭]
લોક+ઉક્તિ=લોકોક્તિ.[૫૫]
લોક+ઉપયોગી=લોકોપયોગી.[૩૦]
વિત્ત+ઉપાર્જન=વિત્તોપાર્જન=ધન મેળવવું.
શ્વાસ+ઉચ્છ્વાસ=શ્વાસોચ્છ્વાસ (સાસોસાસ, શ્વાસોશ્વાસ).[૧૨]
સર્વ+ઉપરિ=સર્વોપરિ.[૨૦]
સુભટ+ઉપરિ=સુભટોપરિ.[૩૯]
સૂર્ય+ઉદય=સૂર્યોદય.[૨૫]

**ધોરણ ૭.**

અતિશય+ઉક્તિ=અતિશયોક્તિ.
ધર્મ+ઉપદેશક=ધર્મોપદેશક.[૨૧]
પુરુષ+ઉત્તમ=પુરુષોત્તમ.
પ્રશ્ન+ઉત્તર=પ્રશ્નોત્તર.
મદ+ઉન્મત્ત=મદોન્મત્ત.[૫૩]
મધ્ય+ઉત્સારી=મધ્યોત્સારી.[૮૭]
મહા+ઉદધિ=મહોદધિ=મોટો સમુદ્ર.
દુઃખ+ઉદધિ=દુઃખોદધિ.
વિક્રમ+ઉર્વશી=વિક્રમોર્વશી.[૬૩]
વેદ+ઉક્ત=વેદોક્ત.[૫૯]
સમ+શિત+ઉષ્ણ=સમશિતોષ્ણ.[૬૬]
સમ+ઉષ્ણતા=સમોષ્ણતા.[૬૭]
સમ+ઉષ્ણતા+વૃત્ત=સમોષ્ણતાવૃત્ત.[૬૭]
સાંગ (સ+અંગ)+ઉપાંગ (ઉપ+અંગ)=સાંગોપાંગ=અંગ ને ઉપાંગ સાથે.

(૬). **અ** કે **આ** પછી **ઋ** આવે તો બંને મળીને **અર્** થાય છે. જેમ, બ્રહ્મ+ઋષિ=બ્રહ્મર્ષિ; મહા+ઋષિ=મહર્ષિ; રાજ+ઋષિ=રાજર્ષિ: સપ્ત+ઋષિ=સપ્તર્ષિ. ૫–૬૬

(૭). **અ** કે **આ** પછી **એ**, **ઐ** આવે તો **ઐ**; અને **ઓ** **ઔ** આવે તો **ઔ** થાય છે. જેમ, ન+એક=નૈક; સદા+એવ=સદૈવ; કાષ્ઠ+ઔષધ=કાષ્ઠૌષધ. ૬–૩૫

(૮). હ્રસ્વ કે દીર્ઘ ઇ, ઉ, **ઋ** પછી કોઇપણ વિજાતીય સ્વર આવે, તો અનુક્રમે ઇ નો **ય્**, ઉ નો **વ્**, ને **ઋ**નો **ર્** થાય છે, અને પછી તેમા પાછળનો સ્વર ભળે છે. ઉદા૦—

**ધોરણ ૬.**

અતિ+અંત=અત્યંત.[૪૯]
અધિ+અક્ષિ=અધ્યક્ષ.[૭૧]
પ્રતિ+અક્ષિ=પ્રત્યક્ષ.[૬૩]
ત્રિ+અમ્બક=ત્ર્યંબક.[૬૨]
પ્રતિ+અય=પ્રત્યય.
વિ+અર્થ=વ્યર્થ.[૪૫]
ઇતિ+આદિ=ઇત્યાદિ.[૨૭]
વિ+ઉત્પત્તિ=વ્યુત્પત્તિ.
નિ+ઊન+તા=ન્યૂનતા.
પ્રતિ+એક=પ્રત્યેક.[૫૫]
અનુ+અય=અન્વય.
સુ+અચ્છ=સ્વચ્છ.

**ધોરણ ૭.**

પરિ+અન્ત=પર્યન્ત.[૨૫]
વિ+આકુલ=વ્યાકુલ.[૨૮]
અતિ+ઉત્તમ=અત્યુત્તમ.[૪૧]
પ્રતિ+ઉત્તર=પ્રત્યુત્તર.
સુ+અલ્પ=સ્વલ્પ=ઘણું થોડું.
ચારુ=સુંદર+અંગી=ચાર્વંગી=સુંદર અવયવોવાળી.
પિતૃ+આદિ=પિત્રાદિ=પિતા વગેરે.

(૯). એ, ઐ, ઓ, ઔ પછી કોઈ પણ સ્વર આવે, તો અનુક્રમે **અય્**, **આય્**, **અવ્**, **આવ્** થાય છે; પછી પાછળનો સ્વર તેમાં ભળે છે. જેમ,

**ધોરણ ૬.**

ની–ને+અન=નયન.[૮૫]
ના+ઈક=નાવિક.[૪]

**ધોરણ ૭.**

ગૈ+અન=ગાયન.[૩૭]
ની–નૈ+અક=નાયક.[૯૪]
શ્રુ–શ્રૌ+અક=શ્રાવક.[૭]

---

## વ્યંજન સંધિ.

(૧). પહેલાને અંતે અનુનાસિક સિવાયનો કોઇપણ વ્યંજન, અને બીજાની આદિએ સ્વર કે ઘોષ વ્યંજન આવે; તો પહેલા વ્યંજનને ઠેકાણે તેના પોતાના સ્થાનનો ત્રીજો વ્યંજન થાય છે. ઉદાહરણ–

**ધોરણ ૬.**

ઉદ્+અય=ઉદય.[૭૪]
જગત્+આધાર=જગદાધાર.[૫૪]
દિક્+વિજય=દિગ્વિજય.[૩૯]
વાક્+દોષ=વાગ્દોષ.[૪૯]
વિદ્યુત્+વાહક=વિદ્યુદ્વાહક.[૯૧]
સત્+અભિમાન=સદભિમાન.
સત્+ગુણ=સદ્ગુણ.[૪૨]
સત્+ગૃહસ્થ=સદ્ગૃહસ્થ.
સત્+બુદ્ધિ=સદ્બુદ્ધિ.
સત્+બોધ=સદ્બોધ.[૪૮]
સત્+વિચાર=સદ્વિચાર.[૧]
સત્+વિદ્યા=સદ્વિદ્યા.[૨૧]

**ધોરણ ૭.**

ઉદ્+આસ=ઉદાસ.[૩૬]
ચતુર્+અંગી=ચતુરંગી.[૬૦]
જગત્+ઈશ=જગદીશ.[૧૧]
તત્+અપિ=તદપિ.
વાક્+દાન=વાગ્દાન.[૧૧]
વાક્+બાણ=વાગ્બાણ.[૪૩]
સત્+આચાર=સદાચાર.[૫૮]

(૨). પહેલાને અંતે સ્પર્શ વ્યંજન, અને બીજાની આદિએ અનુનાસિક વ્યંજન આવે; તો સ્પર્શ વ્યંજનને ઠેકાણે તે વર્ગનો અનુનાસિક વ્યંજન વિકલ્પે ( કરવો હોય તો થાય, અને ન કરવો હોય તો ન થાય ) થાય છે; પણ અનુનાસિક વ્યંજન પ્રત્યય હોય

તો ફરવોજ જોઇએ. જેમ ધો. ૭ માટે–ઉદ્+મત્ત=ઉન્મત્ત કે ઉદ્‌મત્ત, ૪૪ જગત્+નાથ=જગન્નાથ.[૬૪]

(૩). પહેલાને અંતે અનુનાસિક સિવાયનો કોઇપણ સ્પર્શ વ્યંજન, અને બીજાની આદિએ અઘોષ વ્યંજન આવે; તો તે સ્પર્શ વ્યંજનને ઠેકાણે તેના પોતાના સ્થાનનો પહેલો વ્યંજન થાય છે. ઉદા૦–

**ધોરણ ૬.**

જગત્+કર્તા=જગત્કર્તા.[૧]
સત્+કાર=સત્કાર.[૪૧]
સત્+પુરુષ=સત્પુરુષ.[૧]
સત્+સંગ=સત્સંગ.[૨૮]

**ધોરણ ૭.**

ઉદ્+ક્રમણ=ઉત્ક્રમણ.[૮૫]
સત્+કર્મ=સત્કર્મ.[૫૯]

(૪). જો દંતસ્થાની વ્યંજન પછી તાલુસ્થાની, મૂર્ધાસ્થાની, કે લ્ વ્યંજન આવે; તો દંતસ્થાની પોતે તેવાજ થઈ જાય. જેમ—

**ધોરણ ૭.**

સત્+ચિત્+આનંદ=સચ્ચિદાનંદ.[૨૪]
ઉદ્+જ્વલ=ઉજ્જ્વલ (ઉજળું).
સત્+જન=સજ્જન.[૪૯]
ઉદ્+લાસ=ઉલ્લાસ=અત્યંત પ્રેમ
તત્+લીન=તલ્લીન.[૪૧]

(૫). ત વર્ગના કોઈ વ્યંજન પછી 'શ્' આવે, તો ત વર્ગના વ્યંજનને ઠેકાણે 'ચ્' ને વિકલ્પે 'શ્' નો 'છ્' થાય છે, ગુજરાતીમા તો છકારવાળું રૂપજ બહુધા વપરાય છે. જેમ—

**ધોરણ ૬.**

ઉદ્+શ્વાસ=ઉચ્છ્વાસ.[૯૪]

**ધોરણ ૭.**

અધ્+શેર=અચ્છેર.[૧૦]
ઉદ્+શિષ્ટ=ઉચ્છિષ્ટ=એઠું.

(૬). ત વર્ગના કોઈ વ્યંજન પછી હ્ આવે, તો ત વર્ગના વ્યંજનને ઠેકાણે 'દ્' અને હ્નો 'ધ્' થાય છે. જેમ, ધો. ૬–ઉદ્+હત=ઉદ્ધત;[૧૨] તદ્+હિત=તદ્ધિત; પદ્+હતિ=પદ્ધતિ.[૧૯]

## વિસર્ગ સંધિ.

(૧). સ્ કે વિસર્ગની પૂર્વે 'અ' હોય, અને પછીથી ઘોષ વ્યંજન આવે; તો સ્ કે વિસર્ગનો ઉ થઇને પૂર્વેના 'અ' ની સાથે મળીને ઓ થાય છે. જેમ—

**ધોરણ ૬.**

તપસ્+વન=તપોવન.[૪૧]
પુરસ્+હિત=પુરોહિત.[૫]
મનસ્+બળ=મનોબળ.
મનસ્+રંજક=મનોરંજક.[૮૪]
મનસ્+હર=મનોહર.[૨૫]
શિરસ્+મણી=શિરોમણી.[૩૯]
સરસ્+વર=સરોવર.[૫૧]

**ધોરણ ૭.**

તમસ્+રૂપ=તમોરૂપ.[૬૯]
મનસ્+રથ=મનોરથ.
મનસ્+દશા=મનોદશા.
યશસ્+ગીત=યશોગીત.[૬૩]
શિરસ્+બિંદુ=શિરોબિંદુ.[૬૮]

(૨). વિસર્ગની પૂર્વે અ, આ સિવાયનો કોઇ સ્વર હોય, અને પછીથી કોઇપણ ઘોષાક્ષર આવે, તો વિસર્ગનો ર્ થાય છે.

ર્ ની પછી ર્ આવે, તો એક ર્ ઉડી જાય છે, અને વિસર્ગની પૂર્વનો સ્વર લંબાવવામા આવે છે.

**ધોરણ ૬.**

નિર્ કે નિઃ+અંતર=નિરંતર.[૩૨]
નિર્ કે નિઃ+આશા=નિરાશા.[૪૫]
નિર્ કે નિઃ+જળ=નિર્જળ.[૫૦]
નિર્ કે નિઃ+બલ=નિર્બલ (નબળું).[૩૮]
નિર્ કે નિઃ+મૂળ=નિર્મૂળ.[૪૪]
દુઃ+ગુણ=દુર્ગુણ.[૧૮]
દુઃ+દશા=દુર્દશા.[૩૯]
ધનુસ્ કે ધનુઃ+વિદ્યા=ધનુર્વિદ્યા.[૨૭]

**ધોરણ ૭.**

નિર્ કે નિઃ+મળ=નિર્મળ.[૧૪]
નિર્ કે નિઃ+મુખ=નિર્મુખ.[૨૮]
નિર્ કે નિઃ+વાટ=નિર્વાટ.[૨૮]
દુઃ+ગંધ=દુર્ગંધ.[૧૮]
દુઃ+બલ=દુર્બલ.[૮૭]
દુઃ+યોધન=દુર્યોધન.[૫૩]
નિઃ+રસ=નીરસ.
નિઃ+રવ=નીરવ.

(૩). સ્ કે વિસર્ગની પૂર્વે ઇવર્ણ કે ઉવર્ણ આવ્યો હોય, અને પછીથી ક્, ખ્, પ્, ફ્ આવે, તો તેનો ષ્ થાય છે. જેમ, ધો. ૬–નિસ્+કપટી=નિષ્કપટી;[૩૯] નિસ્+કલંકી=નિષ્કલંકી=દોષવિનાની; નિસ્+ફલ=નિષ્ફલ;[૨૭] દુસ્+કાળ=દુષ્કાળ (ડકાળ).[૧]

(૪). વિસર્ગની પછી ચ્, છ્ આવે, તો વિસર્ગનો **શ્**; અને ત્, થ્ આવે તો સ્ થાય છે. જેમ, ધો. ૬–નિઃ+ચય=નિશ્ચય;[૬૨] નિઃ+ચલ=નિશ્ચલ=અચળ, હાલી ન શકે એવું; નિઃ+ચિત=નિશ્ચિત=નક્કી; નિઃ+ચિન્ત=નિશ્ચિંત=ચિન્તા વગરનું, નિઃ+તેજ=નિસ્તેજ.

(૫). વિસર્ગની પછી શ્, ષ્, સ્ આવે તો વિસર્ગ કાયમ રહે, અથવા તેને ઠેકાણે અનુક્રમે શ્, ષ્, સ્ થાય છે. જેમ, ધો. ૭–જ્યોતિઃ+શાસ્ત્ર=જ્યોતિઃશાસ્ત્ર કે જ્યોતિશ્શાસ્ત્ર.[૨] નિઃ+શંક=નિઃશંક કે નિશ્શંક.

---

## સમાસ.

બે કે વધારે શબ્દો મળીને એક શબ્દ બને, ત્યારે તે શબ્દોનો **સમાસ** (સમ્+અસ્=જોડવું, સાંધવું, એકઠું કરવું+અ=ક્રિ. વા. પ્ર.) થયો કહેવાય છે; અને તે બનેલ શબ્દ **સામાસિક** (સમાસ+ઇક=વાળો) કહેવાય છે. જેમ, માબાપ; ભક્તિમાર્ગ.

સમાસમાં ઘણું કરીને છેલ્લા શબ્દને જાતિ, વચન, ને વિભક્તિના પ્રત્યય લાગે છે.

સમાસમાં આવેલા શબ્દોને જુદા પાડી તેનો **અર્થ** કહી બતાવવો, તેને **સમાસનો વિગ્રહ** કરવો કહે છે. જેમ–માબાપ=મા અને બાપ; ભક્તિમાર્ગ=ભક્તિનો માર્ગ.

સમાસ સાત જાતના છે. ૧. **દ્વંદ્વ**, ૨. **તત્પુરુષ**, ૩. **કર્મધારય**, ૪. **દ્વિગુ**, ૫. **બહુવ્રીહિ**, ૬. **અવ્યયીભાવ**, અને ૭. **મધ્યમપદલોપી.**

૧. **દ્વંદ્વસમાસ:**—સમાસનો વિગ્રહ કરતા વચ્ચે **અને** અથવા **કે** ઉમેરવો પડે તે **દ્વંદ્વ** સમાસ કહેવાય છે. દ્વંદ્વ=જોડકું. એમા આવેલા સઘળા પદ સરખા અધિકારના એટલે એકજ વિભક્તિમા હોય છે. ઉદાહરણ—

ધો. ૬—આહારવિહાર,[૧] ઓસડવેસડ,[૬૫] ચલનવલન, તાડતડકો, તાણાવાણા,[૩૩] દેવદાનવ (દેવ અને રાક્ષસ), દંપતી (દં=જાયા, પત્ની),[૪૩] ભાઇબેન,[૧] મરણપરણ, માબાપ,[૧] રાઇમીઠું, રિદ્ધિસિદ્ધિ,[૫૨] વધૂવર,[૪૧] શ્વાસોચ્છ્વાસ,[૧૨] હાસ્યવિનોદ,[૮] દિનરાત (દીન=ગરીબ), રોજરોજ,[૧૦] વર્ષોવર્ષ,[૧૮] દશબાર (દશકેબાર).

**ધોરણ ૭**—અહર્નિશ (અહર્=દહાડો+નિશ=રાત),[૩] એકવીસ,[૫૭] આવજા,[૭૦] પેસનીકળ, ગાજવીજ,[૬૨] ગુણદોષ, નિશદિન, ભરતીઓટ,[૨૧] માલવિકાગ્નિમિત્ર,[૬૧] સંકલ્પવિકલ્પ, સુખદુ:ખ, રાતદિવસ.

**ચેતવણી**—ઉચ્ચનીચ (ઉચ્ચ અને નીચ), ઓછોવત્તો. આવા વિશેષણોના સમાસને સંસ્કૃતમા **કર્મધારય**મા ગણેલા છે, માટે તેને દ્વંદ્વ સમાસમા ન ગણવા.

---

૨. **તત્પુરુષસમાસ:**—સમાસનો વિગ્રહ કરતા વચ્ચે વિભક્તિનો પ્રત્યય ઉમેરવો પડે તે **તત્પુરુષ** સમાસ કહેવાય છે. તત્પુરુષ શબ્દજ જાતે તત્પુરુષ સમાસ છે. તત્પુરુષ=તેનો પુરુષ. એમા પૂર્વપદને ઉત્તરપદ સાથે વિભક્તિનો સંબંધ છે. તત્પુરુષ સમાસમાં પહેલી સિવાય

બીજી હરકોઈ વિભક્તિનો અધ્યાહાર રહે છે, તે પરથી તેની ૭ જાત ઠરે છે.

**દ્વિતીયા તત્પુરુષ**—ધો. ૬–નૃપાશ્રિત ( નૃપ+આશ્રિત=રાજાને આશરે ગએલો ); પારંગત.[૩૩]

**તૃતીયા તત્પુરુષ**—ધો. ૬–માધેલો ( મા વડે ઘેલો ), હર્ષ-ઘેલો;[૪૩] આજ્ઞાંકિત,[૩૯] નામાંકિત,[૩૧] મુદ્રાંકિત; ક્રોધયુક્ત;[૨૩] લોહ-જડિત;[૩] ચિન્તાતુર,[૨૭] શોકાતુર:[૩૨] ધનાઢ્ય.[૫૨]

ધો. ૭—જનકૃત,[૩૬] પ્રભુકૃત;[૩૬] દોષરહિત;[૪૧] મદોન્મત્ત;[૫૩] રત્નજડિત;[૪૧] વાગ્દાન;[૧૧] સ્મિતભર્યું;[૧૪] હસ્તલિખિત.

**ચતુર્થી તત્પુરુષ**—ધો. ૬–કીર્તિસ્તંભ (કીર્તિને માટે થાંભલો), જયસ્તંભ;[૨] પ્રજાહિત;[૬૫] સંબંધાકર્ષણ,[૭૬] સ્નેહાકર્ષણ.[૭૬] ધો. ૭–કેશાકર્ષણ,[૮૦] રસાયનાકર્ષણ.[૮૬]

**પંચમી તત્પુરુષ**—ધો. ૬–ભયભીત (ભયથી ભીત–બીધેલો);[૫૬] દેશનિકાલ;[૫૨] દ્રવ્યહીન, બળહીન,[૪૫] વિદ્યાહીન;[૨૧] મુષ્ટિપ્રહાર (મુઠ્ઠીથી મારવું તે); ધો. ૭–કળાહીન,[૨૭] જ્ઞાનહીન; ધર્મવિરુદ્ધ.

**ષષ્ઠી તત્પુરુષ**—ધો. ૬–અંગકસરત; અંગરક્ષક (અંગરખું);[૧૫] અહિદંશ,[૪૩] આગગાડી;[૧૩] આગબોટ;[૨૨] આંબાગાળો; કાઠિયાવાડ ( વાડ–વાડો=રહેઠાણ ),[૭–૪૩] ઝાલાવાડ, દેડવાડો, રજવાડો; કાર્યાલય ( આલય=ઠેકાણું ), દેવાલય,[૩૩] ભોજનાલય; કાવ્યશક્તિ;[૪૮] કૃષ્ણ-ચરિત્ર;[૪૮] ખગોળવેત્તા,[૯૮] તત્ત્વવેત્તા,[૮૧] શાસ્ત્રવેત્તા;[૩૪] ગુણગીત;[૩૮] તત્ત્વજ્ઞાની; તીર્થક્ષેત્ર;[૧૩] દીનાનાથ ( શુદ્ધ દીનનાથ ); ધરતીકંપ;[૨૨] નીતિવચન,[૨૬] નિવાસસ્થાન ( સ્થાન=ઠેકાણું ), દેવસ્થાન,[૨૭] સંગ્રહ-સ્થાન;[૩૧] નૃપતિ,[૨૧] ભૂપતિ,[૨૩] દિવસ્પતિ ( દિવસ્–આકાશનો દેવ ), સેનાપતિ,[૩૯] વનસ્પતિ,[૬૬] બૃહસ્પતિ ( બૃહત્–વિદ્યાનો પતિ ); પ્રભુ-

પ્રાર્થના;[૧] બંધુધર્મ; બીજાશય ( આશય=સ્થાન ), મૂત્રાશય, જલાશય; ભાવનગર ( નગર-નેર=શહેર ), ચાપાનેર; ભૂધર; મળમૂત્રદ્વાર ( મળ-મૂત્રદ્વંદ્વ; મળ અને મૂત્રનું દ્વાર ); રજનીરાજ;[૫૪] રાજ્યભક્તિ, સ્વામિભક્તિ; રોગિશાળા ( શાળા=ઠેકાણું ), ગ્રહનિરીક્ષણશાળા,[૧૩] ચિત્રશાળા, ધર્મશાળા,[૫૦] વેધશાળા;[૨] વરમાળા, રુદ્રાક્ષમાળા; વિદ્યુદ્બળ,[૯૧] તપોબળ, રાજ્યબળ; વેદાંતજ્ઞાન,[૩૩] શબ્દજ્ઞાન;[૪૮] સામુદ્રધુની;[૫૧] સૂતપુત્ર,[૨૩] રાજપુત્ર; સુરપુર ( પુર=શહેર ),[૪૩] ઉદેપુર; સ્વતંત્ર,[૨૧] પરતંત્ર;[૨૧] સ્વાધીન,[૩૩] પરાધીન;[૩૩] હાડપિંજર; હિંદુશાસ્ત્ર,[૧૯] વૈદ્યકશાસ્ત્ર.

**ધોરણ ૭**—અણુસમૂહ=અણુનો સમૂહ;[૭૬] આજ્ઞાપત્રિકા=હુકમનો કાગળ; ઇવનિંગપાર્ટિ;[૧૪] ઈશ્વરપ્રેરણા;[૩૮] ઋતુભેદ;[૯૪] ઋતુસંહાર;[૬૩] કૃપાનિધાન ( નિધાન=સ્થાન ),[૨૭] બળનિધાન;[૨૭] ક્ષમાપત્ર=માફીપત્ર; ખગોળવિદ્યા;[૨] ગાયનવિદ્યા; જનમંડળ; જન્મભૂમિ;[૨૧] જગજ્જીવન;[૮] જીવદાન,[૯૧] પ્રાણદાન,[૨૮] બલિદાન;[૫૦] દયાસિંધુ;[૨૮] દીનબંધુ;[૨૮] દૃષ્ટિવિદ્યા;[૨૧] દેશજન;[૧] ધર્મક્રિયા;[૫૭] નૌકાસૈન્ય;[૪૭] પદાર્થવિજ્ઞાન,[૨૧] પાતકપાશ=પાપનો ફાંસો; પ્રકૃતિવિકાર,[૮૬] રસાયનવિકાર;[૮૬] ભૂકંપ;[૭૦] ભૂગોળવિદ્યા,[૨] ભૂશિર;[૪૫] ભૂસ્તરવેત્તા;[૯૮] મર્મપ્રહાર,[૧૩] શસ્ત્રપ્રહાર; મર્મસ્થાન; મેઘધનુષ્ય;[૮૩] યોગિરાજ; રણક્ષેત્ર;[૬૨] રાજ્યતંત્રી;[૨૯] રોમાવલી ( રોમ=રૂવાં+આવલી=હાર)=રૂવાંટાં ; વરદાન,[૨૮] કન્યાદાન, બલિદાન; વજ્રસમ; વાયુપુત્ર;[૨૭] વિષયવાસના;[૬૦] વિહગપતિ=ગરુડ; સ્વર્ગંગા;[૬૩] મધ્યાહ્ન ( પૂર્વપદ ઉત્તરપદનો ભાગ છે);[૭] અન્ધેર;[૧૦] રાજમાર્ગ (માર્ગનો રાજા).

**સપ્તમી તત્પુરુષ**—ધો. ૬-તરુવર ( તરુમાં વર-શ્રેષ્ઠ ),[૪] મુનિવર,[૯] સરોવર;[૫૧] નરકવાસ,[૩૯] સ્વર્ગવાસ;[૨૯] દ્વિજશ્રેષ્ઠ; પંકનિ-

મગ્ન=પાપરૂપી કાદવમાં ડૂબેલા; નરદેવ;[૪૩] યુદ્ધકૌશલ્ય;[૩૯] વિશ્વવિખ્યાત;[૧૩] સર્વવ્યાપક;[૧] સ્વદેશપ્રીતિ.

ધોરણ ૭—ગિરિવર (પર્વતોમા શ્રેષ્ઠ),[૫૫] નરવર, નૃવર (નરમાં શ્રેષ્ઠ); પુરુષશાર્દૂલ=પુરુષમા વાઘ, નરશ્રેષ્ઠ; જગજાહેર; જગવિખ્યાત. યુદ્ધપ્રવૃત્ત=યુદ્ધમાં મચેલું; વનવાસ;[૫૮] વિદ્યારસિક;[૧૪] વ્યવહારકુશળ.

**અલુક્ તત્પુરુષ**—જે સમાસમાં વિભક્તિના પ્રત્યયનો લોપ થયો નથી હોતો; તેને અલુક્ (અ=નહિ+લુક્=લોપ) તત્પુરુષ સમાસ કહે છે. ઉદા૦—કર્તરિપ્રયોગ (કર્તામા પ્રયોગ), કર્મણિપ્રયોગ (કર્મમા પ્રયોગ), ભાવેપ્રયોગ (ભાવમાં પ્રયોગ), યુધિષ્ઠિર (યુધિ=યુદ્ધમાં+સ્થિર);[૭-૫૭] ગળેપડુ; ઘોડેસ્વાર; પગેલાગણ; વટેમાર્ગુ.[૬-૩૭]

**નઞ્ તત્પુરુષ**—જે સમાસમાં પૂર્વપદ નકારવાચક **अ, अन्** કે અણ, અને **न** હોય છે, તે નઞ્ તત્પુરુષ સમાસ કહેવાય છે. ઉદા૦—

**अ—ધો. ૬**—અકલિત=કળી ન શકાય એવું; અગણિત=ન ગણાય તેટલું;[૧] અઘટિત;[૪૯] અચલ;[૪૨] અજાની;[૧૭] અદૃશ્ય;[૭૭] અધન્ય;[૪૯] અધર્મ; અનિયમિત;[૮૮] અનીતિ;[૭] અન્યાય;[૮] અપાર,[૫૪]; અભણ; અભય;[૩૦] અમર;[૩૭] અમળ,[૨૮] અમૂલ્ય;[૧૩] અમૃત (અમી);[૪] અયુક્ત (અજુકતું); અયોગ્ય (અજોગ);[૧૧] અવિચારી, અશક્ત;[૧૩] અશુદ્ધ; અસહ્ય;[૪૨] અસંખ્ય;[૧] અસાર; અહિત;[૭] અહિંસા.[૨૪]

ધો. ૭—અધર્મ=ધર્મ નહિ તે;[૧૫] અનિત્ય;[૨૭] અલક્ષ્ય (અલખ);[૧૫] અસત્ય;[૫૮] અસ્પષ્ટ;[૩૭] અસ્વચ્છ.[૮૯]

**अन्—ધો. ૬**—અનંત (અન્=નહિ+અંત=છેડો);[૧૦] અનાદિ,[૧૩] અનાર્ય;[૫] અનુપ;[૩૪] અનેક;[૧] અનાવૃષ્ટિ.[૧૭] ધો. ૭—અનુપમ;

અનર્ગલ=પુષ્કળ.

અણ—ધો. ૬-અણઘટતું (ઘટતું નહિ તે); અણબનાવ,[૫૭] અણસમજ;[૫૨] અણહદ (અનહદ).[૩૩]

ન—ધો. ૬-નગ=નહિ જનાર-પર્વત;[૫૪] નકામું,[૩] નજીવું.[૪૬]

**ઉપપદ સમાસ**—જે તત્પુરુષ સમાસમાં પૂર્વપદ ઘણુંકરીને બીજી વિભક્તિમાં, અને ઉત્તરપદ ધાતુપરથી બનેલા ભાગ હોય છે; તે તત્પુરુષ સમાસને **ઉપપદ** સમાસ કહે છે. ઉદા૦—

કર (કરનાર)—ધો. ૬-હિતકર=કલ્યાણને કરનાર,[૧] દિનકર=દિન-દિવસને કરનાર, સૂર્ય; દિવાકર,[૨૭] શંકર,[૯] સંકર (એક જાતની સ્ત્રીને બીજી જાતના પુરુષથી ઉત્પન્ન થએલો). ધો. ૭-તીર્થંકર,[૬૦] દુખકર, નિશાકર=ચંદ્ર, ભયંકર,[૪૭] ભાસ્કર,[૨] મધુકર, વણુકર.[૬૧]

કાર (કરનાર)—ધો. ૬-અંધકાર, ખેતીકાર, ચમત્કાર, ચિત્રકાર, દુસ્છકાર, બલાત્કાર, શુભકાર. ધો. ૭-અહંકાર, ઇતિહાસકાર,[૫૭] કુંભકાર (કુંભાર),[૬૦] ગ્રંથકાર,[૧૩] નવલકથાકાર=નવલ-કલ્પિત કથા બનાવનાર, પક્ષકાર, બહિષ્કાર=બહાર કાઢી મૂકવું તે, મૂર્તિકાર,[૨૭] લોહકાર (લોહાર, લુહાર, લવાર),[૫૭] શાસ્ત્રકાર,[૫૮] શિલ્પકાર, સાધુકાર (સાહુકાર),[૪૨] સુખકાર,[૫૫] સ્મૃતિકાર.[૬૭]

કારક (કરનાર)-ધો. ૬-આશ્ચર્યકારક,[૯૫] નુકસાનકારક, પુષ્ટિકારક, ફાયદાકારક, વિનાશકારક, સલાહકારક, સંતોષકારક, સુખકારક, હાનિકારક,[૯૪] હિતકારક.[૩૫] ધો. ૭-અસરકારક, ઉપકારક, નશાકારક,[૭૦] લાભકારક,[૫૪] વિસ્મયકારક.[૯૬]

ગ (જનાર)—ધો. ૬-ખગ,[૨૮] ખડ્ગ (ખાંડું). ધો. ૭—તરંગ, વિહંગ.

ઘ્ન (હણનાર)—ધો. ૬-કૃતઘ્ન.[૩૨]

**ચર** (ચાલનાર)—ધો. ૬-જળચર,[21] ભૂચર.[54] ધો. ૭—નિશાચર=રાત્રે ફરતું.

**ચારી** (ચાલવાવાળો)—ધો. ૭-દુરાચારી,[61] બ્રહ્મચારી.[58]

**જ** (જન્મનાર)—ધો. ૬-ખનિજ,[66] ક્ષિતિજ,[89] તનુજ,[38] પૂર્વજ,[3] વંશજ, સહજ.

**જ્ઞ** (જાણનાર)—ધો. ૬-ધર્મજ્ઞ, સુજ્ઞ.[43] ધો. ૭-અજ્ઞ,[24] ગણેશદૈવજ્ઞ,[2] રાજનીતિજ્ઞ, સર્વજ્ઞ.

**દ** (આપનાર)—ધો. ૭-દુઃખદ.[32]

**દમન** (દમનાર)—ધો. ૭-સર્વદમન.[63]

**દા** (આપનાર)—ધો. ૭-નર્મદા.[7]

**દાયી-દાઈ** (આપનાર)-ધો. ૬-આનંદદાઈ, સુખદાઈ, દુઃખદાઈ.

**દાયક** ( આપનાર )—ધો. ૬-આનંદદાયક, સુખદાયક.[34] ધો. ૭-ત્રાસદાયક,[45] દુઃખદાયક.[60]

**ધર** ( ધારણ કરનાર )—ધો. ૬-છડીધર,[16] ધુરંધર,[13] ધનુર્ધર=ધનુષ્યવડે બાણ ફેંકવામાં કુશળ, ભૂધર. ધો. ૭-ગિરિધર.[8]

**ધા** ( ધારણ કરનાર )—ધો. ૭-વસુધા.[35]

**ધાર-ધારી** (ધારણ કરનાર)-ધો. ૬-આજ્ઞાધારી,[42] વેષધારી. ધો. ૭-સૂત્રધાર ( સુથાર ).[57]

**પ** ( પાળનાર )-ધો. ૬-નૃપ,[43] ભૂપ,[43] મંડપ.

**પાલ** ( પાળનાર )—ધો. ૬-દ્વારપાલ. ધો. ૭-ક્ષેત્રપાળ, ગોપાલ,[3] ગોપાલદાસ,[33] ભૂપાલ.[28]

**પૂજક** ( પૂજનાર )—ધો. ૬-મૂર્તિપૂજક.[46]

**ભંજન** ( ભાંગનાર )—ધો. ૭-પરદુઃખભંજન.[49]

**રંજન** ( ખુશી કરનાર )—ધો. ૬-મનરંજન.[16] ધો. ૭-જનરંજન.[53]

**વદા** ( બોલનારી )—**દો.** ૬-પ્રિયંવદા.[૪૧]

**વાદી** ( બોલનાર )—**દો.** ૬-સત્યવાદી,[૪૫]છોકરવાદી. **દો.** ૭-કર્મવાદી=યજ્ઞાદિ કર્મ કરવાથી મોક્ષ મળે છે એમ માનનાર કે કહેનાર.

**વર્ધક** ( વધારનાર )—**દો.** ૬-બુદ્ધિવર્ધક.

**વેધક-વેધુ** ( વિંધનાર )—દો. ૬-હૃદયવેધક,[૨] મચ્છવેધુ.[૨૩] **દો.** ૭-ચિત્તવેધક,[૩૩] મર્મવેધી.

**શાળી** ( શોભનાર. **શાલ્** ધાતુ=શોભવું )—દો. ૭-બુદ્ધિશાલી,[૩૮] ભાગ્યશાલી,[૧૩] પ્રતિભાશાલી=અપૂર્વ બુદ્ધિવડે શોભતા.

**સ્થ** ( રહેનાર )—**દો.** ૬-ગૃહસ્થ.[૧૫] **દો.** ૭-મધ્યસ્થ,[૬૫] સ્વસ્થ,[૩૪] સ્વર્ગસ્થ.

**હર** ( હરનાર )—**દો.** ૬-પ્રાણહર,[૬૪] મનહર.

વાટપાડુ=વાટે લુંટનાર. [૬-૩૭]

---

૩. **કર્મધારય સમાસઃ—( ૧ ).** જે સમાસમાં પૂર્વપદ વિશેષણ, **અથવા** વિશેષણના **અર્થ**માં વપરાએલું બીજું કોઈ પણ નામ હોય, **અને** ઉત્તરપદ વિશેષ્ય હોય તે **કર્મધારય સમાસ** કહેવાય છે. *કર્મ=ક્રિયા, ધારય=ધારણ કરનાર=સંબંધ રાખનાર.* કર્મધારય સમાસમાં બંને પદો એકજ ક્રિયા સાથે સંબંધ રાખનાર હોય છે એટલે એકજ વિભક્તિમા હોય છે.

દો. ૬—જુનાગઢ, પક્ષિમાત્ર, પટરાણી, બાળકુંવર, ભીષ્મપ્રતિજ્ઞા, મહાદુઃખ, મહાપુરુષ, મહાભારત,[૫૧] મહારાજ,[૧૩] મહારાજ્ય,[૨૦] મહાસાગર,[૧૦] યુવરાજ, વજ્રછાતી,[૫૦] શીઘ્રકવિ,[૧૯] સંયોગિભૂમિ,[૫૧] સર્વસ્વ ( સઘળી દોલત ); કન્યારત્ન ( કન્યારૂપ રત્ન ),[૨૩] કમળનયન ( કમળરૂપ આંખ ),[૪૭] કવિજન ( કવિરૂપ જન ),[૧૬]

પુંકેસર ( પુંરૂપ તંતુ ), નરતંતુ ( નરરૂપ તતુ ), સ્ત્રીકેસર ( સ્ત્રીરૂપ તંતુ ), ભવકુપ ( સંસારરૂપી કુવો ), રણયજ્ઞ ( રણરૂપી યજ્ઞ ), હૃદયકમળ ( હૃદયરૂપી કમળ ).[૧૪]

ધો. ૭—આદિનાથ,[૬૦] કપટવચન, કૃષ્ણપક્ષ,[૬૮] શુક્લપક્ષ,[૬૮] તત્કાળ,[૪૮] દીનભાવ,[૨૭] દીર્ઘદૃષ્ટિ,[૪૬] મહાદેવ,[૭] મહારાષ્ટ્ર,[૩૩] યુવાઋતુ,[૨૭] વજ્રલેપ,[૧૪] સંધ્યાકાળ, સાંપ્રતકાળ;[૬૯] કાવ્યમાળા ( કાવ્યરૂપ માળા ),[૪૪] જ્ઞાનનીર ( જ્ઞાનરૂપ જળ ),[૧૫] ભવસાગર ( સંસારરૂપી સમુદ્ર ),[૮] સંસારસાગર ( સંસારરૂપી સમુદ્ર ),[૫૧] હૃદયાકાશ ( હૃદયરૂપી આકાશ ), નરપશુ ( પશુ જેવો નર ), નરસિંહ ( સિંહ જેવો નર ),[૩૩] રાજર્ષિ ( ઋષિ જેવો રાજા ).

**( ૨ ). પ્ર, અપ, અવ, દુર્, અતિ, સુ, પ્રતિ, ઉપ,** કુ, વગેરે સંસ્કૃત અવ્યયો બીજા શબ્દની પૂર્વે જોડાઇ **કર્મધારય સમાસ** બને છે.

ધો. ૬—પ્રખ્યાત ( વિશેષ વખણાયલો ),[૨] પ્રબળ;[૨૩] અપકીર્તિ;[૩૨] અવગુણ;[૨૬] દુરાચાર,[૩૯] દુર્દૈવ=અભાગ્ય,દુર્ભાગ્ય;[૪૩]અતિવૃષ્ટિ; સુકીર્તિ,[૩૪] સુગંધ,[૪] સુબુદ્ધિ, સપૂત,[૩૨] સવા;[૨૨] પ્રતિપક્ષ ( પ્રતિ–સામોપક્ષ, પ્રતિવાદી, શત્રુ ); ઉપગ્રહ,[૧] ઉપવન;[૫૪] કુકર્મ,[૩૮] કુટેવ,[૮] કુસંપ,[૭] કમોત.[૩૨]

ધો. ૭—પ્રભાત ( શ્રેષ્ઠ પ્રકાશાયલું );[૭] દુર્વ્યસન;[૩૧] અતિશ્રમ,[૪૯] સુમાર્ગે,[૨૫] સુવાસ;[૨૦] ઉપનામ,[૨૭] ઉપરાજ્ય.[૫૦]

( ૩ ). બે વિશેષણો સાથે આવી સમાસ બને તે કર્મધારય સમાસ છે. ઉદા૦–ઓછુંવત્તું,[૬-૧૭] ઉચનીચ,[૬-૭૨] થોડુંઘણું, ખરુંખોટું, સારુંનરસું, નાનુંમોટું.

૪. **દ્વિગુ સમાસઃ**—જે સમાસમાં પૂર્વપદ સંખ્યાવાચક વિશેષણ હોય, અને સમાસમાં સમૂહનો અર્થ હોય તે **દ્વિગુ સમાસ** કહેવાય છે. આ સમાસ કર્મધારય સમાસનો પેટા ભાગ છે. દ્વિગુમાં દ્વિ (બે) સંખ્યાવાચક વિશેષણ હોવાથી આ સમાસ યાદ રાખવો સહેલો પડે છે. ઉદા૦—

ધો. ૬—ત્રિદોષ (વાત, પિત્ત, કફના સંયોગે થતો રોગ),[૧૨] ત્રિલોકી-ત્રૈલોક્ય, ચોખુટ,[૫૫] ચોપાસ, ચોઘડીઉં,[૨૭] પંચમહાલ, ખટઋતુ,[૫૪] અઠવાડીઉં, નવરાત્ર,[૪૮] સહસ્ત્રલિંગ.

ધો. ૭—ચોમાસુ,[૮૯] પંચશીલ.[૫૯]



૫. **બહુવ્રીહિ સમાસઃ**—(૧). એમાં પહેલું પદ વિશેષણ અને બીજું પદ વિશેષ્ય હોય છે; અને આખો સમાસ વિશેષણ થાય છે, અને બીજા શબ્દનો ('પુરુષ' નો) ગુણ બતાવે છે. આ સમાસ સમજાવવાને 'જે' ની પહેલી સિવાયની હરકોઈ વિભક્તિ વાપરવી પડે છે. બહુવ્રીહિ શબ્દજ પોતે બહુવ્રીહિ સમાસ છે. બહુવ્રીહિ=બહુ છે વ્રીહિ (ડાંગર) જેની પાસે એવો. (પુરુષ).

મૃગલોચનનો અર્થ મૃગ જેવા લોચન થતો હોય તો કર્મધારય સમાસ, પણ મૃગલોચની (સ્ત્રી) નો અર્થ મૃગ જેવાં લોચન છે જેના થતો હોય તો તે બહુવ્રીહિ સમાસ છે. પીતાંબર એ કર્મધારય સમાસ હોય, ત્યારે 'પીળું વસ્ત્ર' એટલોજ અને બહુવ્રીહિ હોય, ત્યારે 'પીળું વસ્ત્ર જેને છે તે' (વિષ્ણુ) એવો એનો અર્થ થાય છે.

ધો. ૬—સ્વયંવર (સ્વયં-જાતે વરે છે કન્યા, વર જેમાં તે),[૨૩] હસમુખો,[૧૫] પુણ્યશ્લોક,[૪૩] વિદ્યુદ્દાહક,[૯૧] સર્વવ્યાપક;

આત્મજ્ઞાની=આત્માનું જ્ઞાન છે જેને એવો; મહાજ્ઞાની, કાળજ્ઞાની,[૩૪] કરપલ્લવી,[૧૯] જ્વાળામુખી;[૧૦] આગ્રહપૂર્વક=આગ્રહ જેમાં પૂર્વ છે-આગ્રહથી જેમ તે ક્રિયા થઈ છે તેમ, નમ્રતાપૂર્વક,[૪૫] વિધિ-પૂર્વક,[૧૦] વિનયપૂર્વક; પ્રજાસત્તાક,[૧૪] ભાવકર્તૃક; વિનયશીલ=વિનય છે શીલ-સ્વભાવ જેનો એવો, સત્યશીલ.

ધો. ૭—ચતુર્મુખ=ચતુર્-ચાર છે મુખ જેનાં એવા ( બ્રહ્મા ), ધૂમકેતુ,[૯૫] વીસભુજ,[૫૫] સમઘાત,[૬૭] સ્વરસંવાહક;[૩૭] અલ્પજ્ઞાની, તત્ત્વજ્ઞાની, બ્રહ્મજ્ઞાની=બ્રહ્મ-પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન છે જેને એવા; શશિવદની=ચંદ્રમુખી, ખાતરીપૂર્વક, નિયમપૂર્વક,[૨૧] માનપૂર્વક; વિનયપુરઃસર=વિનય સાથે; શંકાશીલ,[૩૮] સંશયશીલ; દામોદર=(દામન્=માળા+ઉદર=પેટ, માળા છે પેટ ઉપર જેના એવા-વિષ્ણુ ).[૧૧]

**( ૨ ). નિસ્-નિર્, વિ, સુ, અ, અન્, કુ, ન, સ, સહ** સંસ્કૃત અવ્યયો બીજા શબ્દની પૂર્વે જોડાઇ **બહુવ્રીહિ સમાસ** બને છે.

ધો. ૬—નિસ્તેજ=જતું રહ્યું છે તેજ જેમાંથી; ઝાંખું. નિરુ-દ્યમી,[૨] *નિરુપયોગી, નિર્દય,*[૫૨] *નિર્દોષ,*[૪૯] *નિર્ભય,*[૨૩] *નિરર્થક*=પ્રયો-જન વિનાનું; વિધવા,[૫૬] વિમળ;[૨૧] અકર્મક, અપૂર્વ,[૪૨] અવિ-નાશી[૭૭] અસમાન,[૮૮] અમાપ; કુબુદ્ધિ.[૩૪] સકર્મક, સફળ,[૨૧] સગર્ભ,[૬૦] સધીર, સફળ,[૨૭] સમુદ્ર,[૧૦] સરસ[૫૧], સવિનય, સવિ-સ્તર, સહર્ષ;[૪૯] સહજ,[૧૪] સહાય,[૩૯] સહાયક,[૩] સમાન. [૭૮]

ધો. ૭—નિરભિમાન,[૨૧] નિરાકાર,[૩૩] નિરાધાર;[૧૩] વિમુ-ખ;[૧૨] સુવાસિક,[૨૦] સુશોભિત;[૧૬] અડગ, અપુણ્ય,[૯૮] અલૌકિક,[૧૨] અશક્ય,[૭૪] અશુભ;[૨૫] અનુત્તમ; નાસ્તિક,[૧૨] આસ્તિક;[૧૨] સજીવ.[૬]

સજ્જેડું,[૧૪] સબળ,[૨૮] નિર્બળ; સાવધ;[૩૯] સહુવાસ;[૩૩] સમ,[૧૫] સરૂપ.[૪૦]

મારામારી,[૬-૪૬] ઝપાઝપી, ધબાધબી, લડાલડ, વઢાવડ આવા સમાસો બહુવ્રીહિમા ગણાય છે.

---

૬. **અવ્યયી ભાવ સમાસઃ**—જે સમાસમાં પૂર્વપદ અવ્યય હોય, અને આખો સમાસ અવ્યય તરીકે વપરાયો હોય; તેને **અવ્યયી ભાવ** ( અવ્યય ન છતાં અવ્યય થવું ) સમાસ કહે છે. ઉદાહરણ-યથાશક્તિ (યથા=જેમ, પ્રમાણે+શક્તિ )=શક્તિ પ્રમાણે. યથા અવ્યય છે, શક્તિ નામ છે, યથાશક્તિ અવ્યય છે એટલે શક્તિ નામ છતા અવ્યય થયો છે.

ધો. ૬—પ્રતિદિન,[૧૮] યાવચ્ચંદ્રદિવાકરૌ.[૩]

ધો. ૭—યથાવિધિ,[૨૨] યથાસ્થિત,[૬] પ્રતિક્ષણે,[૪૧] પ્રતિવર્ષ.

૭. **મધ્યપદ લોપી સમાસઃ**—સમાસનો વિગ્રહ કરતાં વચ્ચે બીજા શબ્દો ઉમેરવા પડે, તે **મધ્યમપદ લોપી સમાસ** કહેવાય છે. આ સમાસમાં મધ્યમપદનો લોપ હોય છે માટે તેનું નામ મધ્યમપદ લોપી પાડેલ છે. ઉદા.-જ્ઞાનતંતુ=જ્ઞાન આપનાર તંતુ.[૬-૮૩]

ધો. ૬—ગજમુક્તા,[૪૭] ગુરુત્વાકર્ષણ,[૮૧] પાયદળ,[૬૩] મધમાખ,[૩] હોકાયંત્ર,[૨૨] કલ્પવૃક્ષ=કલ્પ-ઇચ્છા પૂરનારૂં વૃક્ષ.

ધો. ૭—અભિજ્ઞાનશકુન્તલા;[૬૩] કામધેનુ=ઇચ્છા પૂરનારી સ્વર્ગની ગાય, કામદુઘા. છાયાયંત્ર; પવનચક્કી;[૭૬] વિષુવવૃત્ત;[૬૬] શિલાલેખ;[૬૧] હયદળ.[૬૨]

# ફારસી સમાસ.

**દ્વંદ્વ સમાસ**—આબોહવા,[૬-૫૫] જાનમાલ.[૭-૩૦]

**ષષ્ઠી તત્પુરુષ સમાસ**—

**આબાદ** ( સ્થાન )—હૈદરાબાદ=હૈદર+આબાદ,=હૈદરનું સ્થાન. શાહજહાનાબાદ.[૬-૨]

**ખાનું** ( ઠેકાણું )—ધો. ૬-કારખાનું,[૭૨] કેદખાનું,[૬૨] તોપખાનું,[૬૧] દવાખાનું.[૭-૪૯]

**દાન-દાની** ( ઠેકાણું )-કલમદાન;[૬-૬૦] અત્તરદાની, ચાદાની, મચ્છરદાની, રેતદાની.

**દુરુસ્તી** ( સારી સ્થિતિ )-તંદુરસ્તી.[૬-૧૧]

**નામું** ( લખાણ )—ધો. ૬-કરારનામું,[૩૦] તહનામું,[૩૦] જાહેરનામુ; વસિયતનામું.

**સ્તાન** ( ઠેકાણું )—ધો. ૬-અરબસ્તાન,[૨૪] તુર્કસ્તાન,[૭૪] હિંદુસ્તાન,[૨] અફગાનિસ્તાન.[૫૨]

**ઉપપદ સમાસ**—

**અંદાજ** ( ફેંકનાર )-ગોલંદાજ ( ગોળો ફેંકનાર ), તીરંદાજ.

**કશ** ( ખેંચનાર )—બાર્કશ. [૬-૮૦]

**કુન**—( કરનાર )—કારકુન. [૬-૫૯]

**ખોર** ( ખાનાર કે કરનાર )-હરામખોર, [૭-૩૦] હલાલખોર; ઇર્ષાખોર, બળવાખોર.

**ગર-ગાર** ( સં. **कार**-કરનાર )-સોદાગર ( સોદા=વેપાર ), કારીગર,[૬-૧૦] જાદુગર, તવંગર.[૬-૩૬] ખિદમતગાર (ખિદમત=ચાકરી ), ગુનેગાર,[૭-૩૦] રોજગાર, મદદગાર, માહિતગાર.

**ગીર** ( જિતનાર )-જહાંગીર ( જહાન=દુનિયા ), આલમગીર ( આલમ=દુનિયા ).

**જાદા** ( સં. **जात**-દીકરો )-શાહજાદા,[૬-૫૬] શાહજાદી.

**દાન** ( જાણનાર )—કદરદાન.

**દાર** ( રાખનાર )—ધો. ૬—આબરૂદાર,[૮] ચોબદાર,[૨૭] જમીનદાર,[૪૬] નેકનામદાર ( નેક=ખરૂં ), કોજદાર, ભપકાદાર,[૧૫] મામલતદાર, રંગદાર, રોનકદાર,[૩૧] વફાદાર.[૫૮]

**ધો. ૭**-અમલદાર, ખુશબોદાર, ચોકીદાર, જમાદાર, છડીદાર,[૨૭] દુકાનદાર,[૪૩] દેણદાર,[૪] નકશીદાર,[૪૧] પહેલદાર,[૯૮] પૈસાદાર, લેણદાર, વજનદાર, સફાઈદાર, સરદાર,[૫૦] સિરસ્તેદાર,[૪૩] સુગંધીદાર.

**બંદ** ( બાંધનાર )—નાળબંદ, કમરબંદ, હથિયારબંદ, જથાબંધ, જોસબંધ, ઝપાટાબંધ, નજરબંધી.

**બાજ** ( ખેલનાર )-કસરતબાજ, કુસ્તીબાજ, દગલબાજ, નજરબાજ, હિંમતબાજ, અક્કલબાજ.

**બાન** ( કરનાર )—બાગ્બાન=માળી, મહેરબાન, મીજબાન, દરબાન ( દર=દરવાજો+બાન )=દરવાજે બેસનાર સિપાઇ, દરવાણી, દ્વારપાલ.

**બીન** ( જોનાર )—દૂર્બીન.

**માલ** ( ઘસનાર )-રૂમાલ=રૂ-મોં લૂછવાનો કકડો.

**કર્મધારય સમાસ—**

**કમ** (ઓછું, ખરાબ)—કમજોર, કમસમજ, કમનસીબ,કમકુવ્વત.

**ખુશ** ( સારૂં )—ખુશખબર; ખુશનુમા=ખુશ લગાડે તેવું, સુંદર; ખુશબો=સારીવાસ; ખુશામદ=ખુશ+આમદ=પ્રાપ્તિ-હાજીહા, કાલાવાલા;

ખુશાલ ( ખુશ હાલ )=સુખી, તંદુરસ્તી, આનંદમા હોય તે; ખુશ-મિજાજ.[૬૮]

**બદ** ( ખરાબ )—બદદાનત ( બદ+અ. દિયાનત=દિલ, ન્યાય-બુદ્ધિ )=ખરાબ દિલ, હરામદાનત; બદનજર; બદફેલ ( બદ+અ. ફયૂલ=કામ, ઢોંગ )=ખરાબ કામ, દુરાચરણ; બદશિકલ; બદસૂરત; બદહ-જમ=અજીર્ણ; બદનામ.

**બહુવ્રીહિ સમાસ**—

**કમ** ( ઓછું )—કમબખ્ત ( કમ=ઓછુ+બખ્ત=નસીબ )= ઓછું છે નસીબ જેનું તે, ભાગ્યહીન, કમજોર; કમનજર.

**બે** ( નહિ )—બેહદ=નથી હદ જેની એવું, અતિશય, બે-ફાળજી; બેકદર; બેનમૂન=નથી નમૂનો જેનો, ઘણુંજ સુંદર; બેસૂર.

**ખૂબ** ( સારી )—ખૂબસૂરત=સારી છે શિકલ જેની એનો.

**બદ** ( ખરાબ )—બદમાશ ( બદ+મઆશ=વર્તન )=ખરાબ છે વર્તન જેનું તે.

**અવ્યયી ભાવ સમાસ**—

**બે** ( નહિ )—બેસુતમ ( સિતમ=જુલમ )=ઘણુંજ, બેસમજ.

**બિલા** ( નહિ )—બેલાશક.

**હર** ( દર )—હરરોજ.

---

## સ્વરનાં ગુણ તથા વૃદ્ધિ રૂપ.

સંસ્કૃત ભાષામા કેટલાક પ્રત્યયો લાગતાં શબ્દના આદિ તથા **અન્ત્ય સ્વરમાં જે** વિકાર ( ફેરફાર ) **થાય છે**, તેને સ્વરનાં ગુણ તથા **વૃદ્ધિરૂપ કહે છે**.

| મૂળસ્વર. | ગુણરૂપ. | વૃદ્ધિરૂપ. |
|---|---|---|
| અ | ... | આ |
| ઇ,ઈ | એ | ઐ |
| ઉ,ઊ | ઓ | ઔ |
| ઋ,ૠ | અર્ | આર્ |

**ઉદાહરણ**—લિપ્+અ=લેપ લુભ્+અ=લોભ, મૃ+અન=મરણ; દેવ+અ=દાવ, અદિતિ+ય=આદિત્ય, ધર્મ+ઇક=ધાર્મિક; વિષ્ણુ+અ=વૈષ્ણવ, દિતિ+ય=દૈત્ય, પુરાણ+ઇક=પૌરાણિક, કૃ+ય=કાર્ય.

'લિપ્'મા આદિઅક્ષર લિ ( લ્+ઇ ) મા 'ઇ' આદિ સ્વર કહેવાય, 'અ' પ્રત્યય લાગતાં 'ઇ' નો ગુણ 'એ' થયો છે. 'લુભ્' માં આદિ સ્વર 'ઉ' નો ગુણ 'ઓ' થયો છે. 'મૃ' માં અન્ત્ય સ્વર 'ઋ'નો ગુણ 'અર્' થયો છે.

દેવ, અદિતિ અને ધર્મમા આદિ સ્વર 'અ'ની વૃદ્ધિ 'આ' થઈ છે; વિષ્ણુ અને દિતિમાં આદિ સ્વર 'ઇ' ની વૃદ્ધિ 'ઐ' થઈ છે, પુરાણમાં આદિ સ્વર 'ઉ' ની વૃદ્ધિ 'ઔ' થઈ છે, અને કૃમા અન્ત્ય સ્વર 'ઋ' ની વૃદ્ધિ 'આર્' થઈ છે.

## તદ્ધિત પ્રત્યય.

**પ્રત્યય**—જે અક્ષર અથવા અક્ષરો ધાતુ અથવા શબ્દને છેડે આવીને તેના અર્થમા ફેરફાર કરે તેને પ્રત્યય કહે છે. છૂટા પ્રત્યયમાં કાંઇ અર્થ હોતો નથી.

પ્રત્યયની બે જાત છે. **૧. કૃત્ પ્રત્યય, ૨. તદ્ધિત પ્રત્યય.**

**કૃત્ પ્રત્યય:**—જે પ્રત્યય ધાતુને છેડે આવીને નામ, વિશેષ-

ણાદિક ઉત્પન્ન કરે છે, તેને **કૃત્ પ્રત્યય** કહે છે. જેમ, **मृ** મરવું+ **अन** ક્રિયાવાચક પ્રત્યય=**मरण**=મરવાની ક્રિયા, મરવું તે.

**તદ્ધિત પ્રત્યયઃ**—નામ, સર્વનામ, વિશેષણ કે અવ્યયને જે પ્રત્યય લાગે છે તે પ્રત્યયને **તદ્ધિત પ્રત્યય** કહે છે. જેમ, **वर्ष+इक** તેને લગતું=**वार्षिक** વર્ષને લગતું.

## સંસ્કૃત તદ્ધિત પ્રત્યય.

### ૧. ભાવવાચક—'પણું' ના અર્થમાં.

નીચેના તદ્ધિત પ્રત્યયો સામાન્ય રીતે વિશેષણને લાગી ' ભાવ-વાચક નામ ' બને છે.

૧. **તા—ધો.** ૬–અનુકૂળતા=અનુકૂળપણું, એથી ઉલટો શબ્દ પ્રતિકૂળતા; અરાજકતા, અહંતા=અહંકારપણું, આજ્ઞાધીનતા ( આજ્ઞા+અધીન+તા ), આર્દ્રતા=ભીનાશ, આવશ્યકતા, ઉષ્ણતા, કૃતજ્ઞતા,[૩૨] ક્રૂરતા,[૫૨] ક્ષીણતા, દૃઢતા,[૨૯] નમ્રતા,[૮] નિપુણતા,[૩૪] નિર્દયતા, નિર્ધ-નતા,[૨૯] નિર્લજ્જતા, નીડરતા, પવિત્રતા, પ્રામાણિકતા, મમતા,[૩૪] મૂર્ખતા,[૧૧] રસિકતા, વિદ્વત્તા,[૫] વિશેષતા=ખાસ ગુણ, શીતળતા,[૪૭] સભ્યતા,[૧૫] સમાનતા, સહનશીલતા, સ્થિરતા, સ્વસ્થતા.[૩૦]

ધો. ૭—અમલતા=નિર્મળતા, એકાગ્રતા, ઉદારતા,[૬૧] કુશ-ળતા,[૪૬] કોમળતા, ચંચળતા,[૮૪] તીવ્રતા,[૮૩] દરિદ્રતા, દીનતા,[૧૩] દુર્જનતા એથી ઉલટો શબ્દ સુજનતા, દુર્બળતા, દ્રાવ્યતા,[૮૮] નવીન-તા, નિર્ભયતા, નિર્મળતા, પ્રભુતા,[૫૩] ભવ્યતા,[૯૫] ભિન્નતા,[૪૧] મહત્તા, મિત્રતા,[૯] વિષમતા,[૯૫] સત્તા,[૯] સત્યતા, સમયસૂચકતા, સહાયતા,[૫૦] સુગમતા, શ્રીલંપટતા, સ્વચ્છતા,[૫૪] સ્વતંત્રતા.

૨. **त्व—ધો. ૬**–ગુરુત્વ,[૮૧] જડત્વ,[૭૭] દાસત્વ, મહત્ત્વ,[૩૩] વૃદ્ધત્વ, સતીત્વ.[૩૭]

ધો. ૭–અમરત્વ, અસ્તિત્વ,[૧૨] કવિત્વ, તત્ત્વ,[૫૯] તત્ત્વજ્ઞાન, મિતભાષિત્વ=થોડું–કામજોગું બોલવું તે, મૂળતત્ત્વ, વક્તૃત્વ,[૩૪] સત્યવક્તૃત્વ=સાચું બોલવાનો ગુણ; સત્ત્વ; સત્ત્વગુણ=જ્ઞાન, નિર્મળ-ચિત્ત, ને શાંતિ. સત્યત્વ.

૩. **ય**—ધો. ૬–આરોગ્ય ('અરોગ' પરથી)=નથી રોગ જેને, તંદુરસ્તી; ઐશ્વર્ય ('ઈશ્વર' પરથી),[૪૭] કાવ્ય ('કવિ' પરથી),[૪૮] કૌશલ્ય ('કુશલ' પરથી),[૭૩] ગાંભીર્ય ('ગંભીર' પરથી)=ગંભીરાઇ, ચાંચલ્ય ('ચચલ' પરથી),[૨૩] દારિદ્ય ('દરિદ્ર' પરથી), માધુર્ય ('મધુર' પરથી)=મિઠાશ, યૌવરાજ્ય ('યુવરાજ' પરથી)=ગાદી વારસની પદવી, લાવણ્ય ('લવણ' પરથી)=ખૂબ સૂરતી, વાત્સલ્ય ('વત્સલ' પરથી)=પ્રેમ, શૌર્ય ('શૂર' પરથી),[૩૭] સામર્થ્ય ('સમર્થ' પરથી),[૩૦] સૌજન્ય ('સુજન' પરથી), સૌંદર્ય ('સુદર' પરથી).

ધો. ૭—ઐક્ય ('એક' પરથી)=એકતા, એકભાવ; ઔદાર્ય ('ઉદાર' પરથી), ચારિત્ર્ય ('ચરિત્ર' પરથી), ધૈર્ય (ધીરજ)–('ધીર' પરથી),[૧૨] પ્રાબલ્ય ('પ્રબલ' પરથી).[૪૭]

આ શબ્દોમાં 'ય' પ્રત્યય લાગતાં અન્ત્ય સ્વરનો લોપ, અને આદિ સ્વરની વૃદ્ધિ થાય છે.

૪. **અ**—ધો. ૬–ગૌરવ ('ગુરુ' પરથી)=મોટાઈ, લાઘવ ('લઘુ' પરથી)=ચતુરાઈ. હસ્તલાઘવ=હાથચાલાકી. યૌવન ('યુવન્' પરથી)=જુવાની. ધો. ૭–મૌન ('મુનિ' પરથી),[૧૧] વૈરાગ ('વિરાગ' પરથી),[૬૦] શૌચ ('શુચિ' પરથી).[૧૫]

☞ જેને પ્રત્યય લાગે છે, તે તે પ્રત્યયના સંબંધમાં 'પ્રકૃતિ' કહેવાય છે. પ્રકૃતિ સાથે સંબધ રાખનાર પ્રત્યયો 'સંબંધદર્શક પ્રત્યય'

કહેવાય છે. સંબંધ જુદા જુદા પ્રકારનો હોય છે. જેમકે—

## ૨. સ્વામિત્વવાચક-'વાળો'ના અર્થમાં.

૧. **मतू-मान्** (પ્ર. એ. વ.) **ધો.** ૬-ગતિમાન્,[૭૮] નીતિમાન્,[૧૮] ભક્તિમાન્,[૩૨] શક્તિમાન્.[૨૦] **ધો.** ૭-બુદ્ધિમાન્, સંપત્તિમાન્, હનુમાન્.[૨૭]

શબ્દને અંતે કે ઉપાતે (છેડાની પાછલો લાગલો) 'અ' કે 'આ' હોય, તો **मत्** નો **वत्** થાય છે.

૨. **वत्-वान्** (પ્ર. એ. વ.)-**ધો.** ૬-ગુણવત્, ભગવત્;[૧૬] કુળવાન્,[૧૮] ગુણવાન્,[૨૬] ધનવાન્,[૧] બલવાન્,[૫૫] ભગવાન્.[૧૬] **ધો.** ૭-ક્ષમાવાન્, ધૈર્યવાન્, મૂલ્યવાન્. 'લક્ષ્મી' પરથી 'લક્ષ્મીવાન્' થાય છે.

૩. **इन्-ई** (પ્ર. એ. વ.)—**ધો** ૬-અભિમાની (અભિમાન+'ઇન્' નો ઈ), અવિનયી, ઉપયોગી, કાળજ્ઞાની,[૩૪] ક્રોધી,[૩૪] ગુણકારી, ગુણી, સદ્‌ગુણી, જ્વાળામુખી,[૧૦] તત્ત્વજ્ઞાની, દુઃખી,[૧૪] દુરાચારી, દ્ર્યર્થી (બે અર્થવાળું), ધની (ધણી),[૧૫] ન્યાયી, પક્ષી (પંખી),[૯] પરદેશી, પરોપકારી, પ્રતાપી, પ્રવાસી, પ્રાણી,[૧] માની, મિતાહારી=માપેલું ખાવાવાળો, મિત્રાચારી, યોગી (જોગી),[૨૮] રોગી,[૧૮] લોભી, વનવાસી, વિજયી, વિદેશી, વિદ્યાર્થી,[૬] વિનોદી, વિવેકી, સંબંધી, સુખી,[૧૨] સ્નેહી,[૫૦] સ્વાશ્રયી.

**ધો.** ૭—અધિકારી; ઉદ્યોગી; કુટુંબી;[૫] જ્ઞાની;[૨૧] વાસી, વનવાસી, સ્વર્ગવાસી; વૈરી,[૪૪] શાસ્ત્રી,[૨૧] સંન્યાસી.[૫૯]

૪. **विन्-वी** (પ્ર. એ. વ.)—**ધો.** ૬-તેજસ્વી (તેજસ્+વિન્),[૮૭] તપસ્વી, મનસ્વી, યશસ્વી.[૫૭]

૫. **आल-आलु—ધો. ૬**–રસાલ ( રસ+આલ ),[૫૧] દયાલ; કૃપાલુ ( કૃપા+આલુ ),[૧૬] છિદ્રાલુ,[૭૭] દયાલુ,[૧] માયાલુ.[૧]

### ૩. 'અભ્યાસ કરનાર કે જાણનાર' ના અર્થમાં.

૧. **अ—ધો.** ૭–વૈયાકરણ ( 'વ્યાકરણ' પરથી )=વ્યાકરણનો અભ્યાસ કરનાર કે જાણનાર.

૨. **इक—ધો.** ૬–ઐતિહાસિક ( 'ઇતિહાસ' પરથી ),[૩૧] પૌરાણિક ( પુરાણી )–( 'પુરાણ' પરથી ), ધો. ૭–વૈદિક (વેદિયો)-( 'વેદ' પરથી ).[૬૫]

### ૪. 'ત્યાં ( પ્રકૃતિમાં ) થએલું' ના અર્થમાં.

૧. **य**—કંઠ્ય ( કંઠમાંથી બોલાતા ), તાલવ્ય ( તાળવાથી બોલાતા ), મૂર્ધન્ય ( મૂર્ધન્–મૂર્ધા ( તાળવું અને દાતની વચ્ચેનો ભાગ ) થી બોલાતા ), દંત્ય ( દાંતથી બોલાતા ), ઓષ્ઠ્ય ( ઓઠથી બોલાતા ), અન્ત્ય ( અંત–છેડાવાળો, છેડા ઉપરનો ), આદ્ય ( આદિ-પહેલા આવેલું, પહેલું ), બાહ્ય (બહિસ્–બહારનું, પરદેશી ), પ્રાચ્ય ( પ્રાચ્–પૂર્વ દિશામા થએલું ), ઉદીચ્ય ( ઉદચ્–ઉત્તરમાં થએલું, ઉત્તરનું ).

૨. **त्य**—પાશ્ચાત્ય ( પશ્ચાત્–પશ્ચિમનું ), પૌરસ્ત્ય ( પુરસ્–પૂર્વનું ), દાક્ષિણાત્ય ( દક્ષિણા–દક્ષિણમા થએલું ).

૩. **म**—આદિમ ( પહેલા આવેલું, પહેલું ), મધ્યમ ( મધ્યમાં રહેલું ), અંતિમ ( અંતે રહેલું, છેડાનું ).

### ૫. 'તેને ( પ્રકૃતિને ) લગતું–તેના સંબંધી' એ અર્થમાં.

૧. **इक—ધો. ૬**–ઔદ્યોગિક ( 'ઉદ્યોગ' પરથી )=ઉદ્યોગને લગતું, કાલ્પનિક ( 'કલ્પના' પરથી )=કલ્પિત, નૈતિક ( 'નીતિ' પરથી )=નીતિ વિષયનું, પારમાર્થિક ('પરમાર્થ' પરથી )=પારકાનું ભલું,

પ્રાથમિક ('પ્રથમ' પરથી),[૨૯] પ્રામાણિક ('પ્રમાણ' પરથી),[૩૦] ભાવિક ('ભાવ' પરથી),[૧૩] માસિક ('માસ' પરથી),[૬] યાન્ત્રિક ('યંત્ર' પરથી),[૨૨] રાસાયણિક ('રસાયણ' પરથી), વાસ્તવિક ('વસ્તુ' પરથી),[૪૬] વ્યાવહારિક (વહેવારિયો)–('વ્યવહાર' પરથી),[૫૫] શારીરિક ('શરીર' પરથી)=શરીર સંબંધી, સાત્ત્વિક ('સત્ત્વ' પરથી), સાત્ત્વિકવૃત્તિ=જ્ઞાન, શાન્તિ, ને સદ્‌ગુણનો સ્વભાવ; સાહસિક ('સાહસ' પરથી),[૨૦] સ્થાનિક ('સ્થાન' પરથી),[૩૩] સ્વાભાવિક ('સ્વભાવ' પરથી),[૩૩] ધનિક ('ધન' પરથી), રસિક ('રસ' પરથી),[૧૬] ક્ષણિક ('ક્ષણ' પરથી)=ક્ષણવાર પહોંચે તેવું, ક્ષણમાં નાશ પામે તેવું; પથિક (પથિન્=માર્ગ+ક).[૪]

**ધો. ૯**—આકસ્મિક ('અકસ્માત્' પરથી)=અકસ્માત્‌થી ઉત્પન્ન થએલું, આધુનિક ('અધુના' પરથી),[૧૬] આર્થિક ('અર્થ' પરથી)=પૈસા સંબંધી, આધ્યાત્મિક ('અધ્યાત્મન્'=આત્મા પરથી),[૩૭] ઐહિક ('ઇહ'=અહિં, આ લોક પરથી),[૩૭] તાત્કાલિક ('તત્કાલ' પરથી), દૈનિક ('દિન' પરથી),[૨] ધાર્મિક ('ધર્મ' પરથી), નાગરિક ('નગર' પરથી),[૧] પ્રાકૃતિક ('પ્રકૃતિ' પરથી),[૩૭] માનસિક ('મનસ્' પરથી)=મનને લગતું, માર્મિક ('મર્મન્'=મર્મ પરથી),[૮] માંડલિક ('મંડળ' પરથી)=ખંડણી ભરતો રાજા, વાર્ષિક ('વર્ષ' પરથી),[૬૬] સામાજિક ('સમાજ' પરથી)=જનમંડળને લગતું, વૈજ્ઞાનિક ('વિજ્ઞાન' પરથી)=વિજ્ઞાન-પદાર્થ વિજ્ઞાનના વિષયમાં પ્રવીણ પુરુષ, સાંકેતિક ('સંકેત' પરથી),[૩૭] સૈનિક ('સેના' પરથી).[૨૬]

આ શબ્દોમાં **ઇક** પ્રત્યય લાગતાં અન્ત્ય સ્વર લોપાયો છે, ને આદિ સ્વરની વૃદ્ધિ થઈ છે. 'ધનિક', 'રસિક', 'ક્ષણિક', ને 'પથિક'

શબ્દમાં આદિ સ્વરની વૃદ્ધિ થતી નથી. 'પથિક'માં क પ્રત્યય છે.

૨. **ईय—ધો.** ૭–દેશીય ('દેશ'પરથી)=દેશમાં ઉત્પન્ન થએલું, ભારતવર્ષીય ('ભારતવર્ષ'પરથી),[૨] શાસ્ત્રીય ('શાસ્ત્ર'પરથી),[૫૨] પ્રજાકીય ('પ્રજા'+કીય સંબંધદર્શક પ્રત્યય)=પ્રજાની; એના જેવા શબ્દોઃ–સ્વકીય, પરકીય, રાજકીય.

૩. **अ—ધો.** ૬–દૈવ ('દેવ'પરથી)=ઇશ્વરી,[૨૩] દૈવી=દેવતાઈ; પાર્થિવ ('પૃથવી'પરથી)=પૃથ્વીનો; પ્રાકૃત ( 'પ્રકૃતિ'પરથી );[૫] ભૌમ ( 'ભૂમિ'પરથી)=પૃથ્વીનું, પૃથ્વીને લગતું; મંગળગ્રહ; વૈષ્ણવ ('વિષ્ણુ' પરથી)=વિષ્ણુને માનનારા;[૯] ચૈત્ર ( 'ચિત્રા'પરથી )=ચિત્રા નક્ષત્રવાળો મહીનો

ધો. ૭—જૈન ('જિન'પરથી)=જિનને માનનારા,[૨] નાગર ('નગર'પરથી),[૮] બૌદ્ધ ('બુદ્ધ'પરથી),[૫૯] વાલ્મીક ('વલ્મીક'પરથી),[૩૩] શૈવ ('શિવ'પરથી). આસુરી (આસુર ('અસુર'પરથી)+ઈ ના. જા. પ્ર.) =રાક્ષસી, ઐશ્વરી (ઐશ્વર ('ઇશ્વિર'પરથી)+ઈ ના. જા. પ્ર.)=દૈવી, દેવતાઇ; માનુષી (માનુષ ('મનુષ્ય'પરથી )+ઈ ના. જા. પ્ર. )=મનુષ્યનું; મૈત્રી (મૈત્ર ('મિત્ર'પરથી)+ઇ ના. જા. પ્ર.)=મિત્રાચારી;[૧૨] શૈલી (શૈલ ('શીલ'=સ્વભાવપરથી)+ઈ ના. જા. પ્ર.)=બોલવા લખવાની ઢબ.

૪ **य–ધો.** ૬–અર્ઘ્ય ('અર્ઘ'પરથી)=પૂજાનું, પાદ્ય ('પાદ'પરથી)=પગનું આ, જળ વગેરે.

ધો. ૭—આતિથ્ય ('અતિથિ'પરથી)=અભ્યાગત સેવા, દિવ્ય ('દિવ્'પરથી)=સ્વર્ગનું, વાયવ્ય ('વાયુ'પરથી), વૈદ્ય (વૈદ)–('વેદ'પરથી)=આયુર્વેદને લગતું–દવાને લગતું,[૬૪] વૈશ્ય ('વિશ્'પરથી).[૫૭]

### ૬. અપત્ય (બાલબચ્ચાં) વાચક.

આ પ્રત્યય પ્રકૃતિ સાથે વિશેષ સંબંધ દેખાડે છે, એટલે 'તે પરથી ઉત્પન્ન થએલું' દર્શાવે છે.

૧. **અ**–**ઘો. ૬**–કૌરવ ('કુરુ'પરથી)=કુરુરાજાના વંશજ,[૩૪] દ્રૌપદી ('દ્રુપદ'પરથી) છેડે નારીજાતિનો **ઈ** પ્રત્યય લાગ્યો છે=દ્રુપદની પુત્રી,[૨૩] પાંડવ ('પાંડુ'પરથી),[૨] પાર્વતી ('પર્વત'–હિમાલય–પરથી+ઈ ના. જા. પ્ર.),[૬૨] પૌત્ર ('પુત્ર'પરથી),[૫૬] માનવ ('મનુ'પરથી),[૫૪] રાવણ (રવણનો પુત્ર). **ઘો. ૭**–દાનવ ('દનુ'પરથી),[૧૧] વૈદરભી ('વિદર્ભ'પરથી).[૨૮]

૨. **इ**–સૌમિત્રિ ('સુમિત્રા'પરથી)–સુમિત્રાનો પુત્ર લક્ષ્મણ.

૩. **य,इय,व्य**—ઘો. ૭–દૈત્ય ('દિતિ'ના વંશજ),[૨૭] મનુષ્ય (માણસ)–('મનુ'નો વંશજ),[૩૧] શૈબ્યા (શિબિના કુળમા ઉત્પન્ન થએલી તારામતિ રાણી); ભ્રાત્રીય કે ભ્રાતૃવ્ય (ભ્રાતૃ–ભાઇનો પુત્ર, ભત્રીજો).

૪. **एय**—ભાગિનેય (ભગિની–બેનનો પુત્ર. ભાણેજ).

## ૭. વિકારવાચક.

**मय** બનેલું, ભરેલું–**ઘો. ૭**–મૃન્મય, મૃણ્મય ( મૃદ્–માટીનું બનાવેલું),[૪૦] સુવર્ણમય,[૪૧] હિમમય,[૪૧] વિષમય.

**य**—પંચગવ્ય (દૂધ, દહીં, ઘી, મૂત્ર, છાણુ).

## ૮. ઉત્કર્ષવાચક.

સંસ્કૃતમાં મુકાબલો કરવા માટે **तर** ને **तम** કે **ईयस्** ને **इष्ठ** પ્રત્યયો વપરાય છે.**तर** ને **ईयस्** પ્રત્યયો એક વસ્તુ બીજીથી ગુણમાં અધિક છે એમ બતાવે છે, અને **तम** ને **इष्ठ** પ્રત્યયો ગુણમા તે વસ્તુ સર્વોપરિ છે એમ બતાવે છે. ઉદાહરણ—

**तर–तम**—લઘુતર (બેમાથી વધારે હલકું), લઘુતમ (સર્વમા વધારે હલકું); ગુરુતર–ગુરુતમ; ઉત્તર–ઉત્તમ,[૬-૧૦] બલવત્તર–બલવત્તમ, ઉચ્ચતર–ઉચ્ચતમ.

**ईयस्–इष्ठ**–શ્રેયસ્–શ્રેષ્ઠ,[७-३८] ગર્વિષ્ટ, જ્યેષ્ટ (જ્ય+ઇષ્ઠ)=મોટું, ધર્મિષ્ઠ (ધર્મિન્+ઇષ્ઠ),[७-२८] રોગિષ્ટ (રોગિન્+ઇષ્ઠ),[७-७५] વરિષ્ટ (વર+ઇષ્ઠ)=મોટામા મોટી,[६-६५] સ્વાદિષ્ટ.[६-७३]

ગુજરાતી ભાષામા મુકાબલો કરવા માટે 'કરતા' અને 'થી' વપરાય છે. જેમ, આ છોકરો નાનો છે. પેલો **તેના કરતાં વધારે નાનો** છે, અને તે **સૌ કરતાં વધારે નાનો** છે, આ ઘર ઊંચુ છે, પેલુ **તેથી વધારે ઊંચુ** છે, અને તે **સૌથી વધારે ઊંચુ** છે.

### ૯. લઘુતાવાચક.

**क**—બાલક (છોકરડું, છોકરૂ), બાલિકા (નારીજાતિમા **क** ને બદલે **इका** પ્રત્યય થાય છે), દીપક (દીવડો), વૃક્ષક (વરખડું–નાનું ઝાડ).

**क** પ્રત્યય સ્વાર્થને વાત્સલ્યવાચક પણ છે–પુત્રક (પુત્ર), ભિક્ષુક (ભિક્ષુ); પુત્રક (પ્રિયપુત્ર).

### ૧૦. સમુદાયવાચક.

**क**–પચક (પાચ દિવસનો સમુદાય), દશક, શતક (સૈકુ), અષ્ટક.

### ૧૧. સ્વાર્થવાચક.

આ પ્રત્યયથી પ્રકૃતિના અર્થમા કાઇ ફેર પડતો નથી.

**अ**—બાંધવ (બંધુ).

**क**—ભિક્ષુક (ભિક્ષુ).

**ता**—દેવતા (દેવ).

**य**—માલ્ય (માલા).

### ૧૨. ક્રિયાવિશેષણ અવ્યય બનાવનાર.

**वत्** પેઠે–દંડવત્ (લાકડીની પેઠે), માતૃવત્, શાસ્ત્રવત્.

### ૧૩. સર્વનામ પરથી ક્રિ. વિ. અ. બનાવનાર.

**त्र** ઠેકાણે-સર્વત્ર=સર્વ ઠેકાણે,[૭-૪૧] અત્ર, એકત્ર, કુત્ર, તત્ર, યત્ર, અન્યત્ર.

**दा** વખતે-સર્વદા=સર્વ વખતે,[૭-૫૮] કદા, તદા, યદા, અન્યદા.

**था** રીતે-સર્વથા=સર્વ પ્રકારે, તથા, યથા, અન્યથા

**धा** રીતે-બહુધા=ઘણી રીતે,[૬-૮૯] અષ્ટધા, નવધા, સહસ્રધા, લક્ષધા.

### ૧૪. અવ્યય પરથી વિશેષણ બનાવનાર.

**तन**-પુરાતન (પુરા=પહેલા+તન)=પહેલાંનું, જુનું[૭-૧૬] સનાતન (સના=નિત્ય, હમેશ)=હમેશનું.

**ईन**-પ્રાચીન (પ્રાચ્=પૂર્વનું+ઇન)=જુનુ, પુરાણું;[૬-૨] અર્વાચીન (અર્વાચ્=હાલનું+ઇન)=હાલનું, નવું;[૬-૨૫] અધીન (આધીન)-(અધિ+ઇન).

**कट**-ઉત્કટ=ઉન્મત્ત, મદોત્કટ (મદ+ઉત્કટ)=મદથી ઉન્મત્ત; નિકટ=પાસે, નજદીક;[૬-૬] પ્રકટ (પ્રગટ)=ખુલ્લું, સ્પષ્ટ;[૬-૬] વિકટ=અઘરૂં, ભયંકર, મોટું, અપ્રસિદ્ધ, ક્રૂર;[૬-૨૬] સંકટ=સાંકડું, તંગ; દુ:ખ.[૭-૧૨]

### ૧૫. નરજાતિ પરથી નારીજાતિ બનાવનાર.

૧. **ई**-ગુણવત્-ગુણવતી, ભૂષણવત્-ભૂષણવતી, મૂર્તિમત્-મૂર્તિમતી, રૂપવત્-રૂપવતી, સાધુ-સાધ્વી, તાપસ-તાપસી, તરુણ-તરુણી, રક્ષણ-રક્ષણી; કામિન્-કામિની, માનિન્-માનિની,[૬-૨૧] મોહિન્-મોહિની, કિન્નર-કિન્નરી.[૭-૫૫]

૨. **आ**—સુત-સુતા.[૬-૪૩]

૩. **आनी**—ઇંદ્ર-ઇંદ્રાણી, ભવ-ભવાની.[૭-૫૦]



# ગુજરાતી તદ્ધિત પ્રત્યય.

## ૧. ભાવવાચક નામ બનાવનાર.

નીચેના પ્રત્યયો સામાન્ય રીતે વિશેષણ પરથી ભાવવાચક નામ બનાવે છે.

૧. **આઈ**—અદેખાઇ ( અદેખું+આઈ )=અદેખાપણું, ઊંચાઇ, ખંધાઈ, ગરીબાઇ, ચતુરાઇ, ચોકખાઈ, ચોકસાઇ, તોછડાઇ, નબળાઇ, નમનતાઈ, નવાઇ, પહોળાઈ, બુરાઈ, ભલાઇ, મિઠાઇ, મુશ્કેલાઇ, મૂર્ખાઇ, મોટાઇ, લંબાઇ, લુચ્ચાઈ, વડાઇ, સખ્તાઇ, સફાઈ, સહેલાઇ, સાદાઇ, હઠીલાઈ, હરિફાઇ, હલકાઇ.

૨. **આણ**—ઊંડાણ (ઊંડું+આણ), જુદાણ, નીચાણ, પોલાણ, ભંગાણ, લંબાણ.

૩. **આશ**—કચાશ ( કાચું+આશ ), કડવાશ, કાળાશ, ખટાશ, ચિકાશ, તિખાશ, નરમાશ, નવરાશ, પિળાશ, ભિનાશ, ભુરાશ, મિઠાશ, રતાશ, લિલાશ.

૪. **ઈ**—ઉદાસી, ખરાબી, સપાટી, ચોરી, દલાલી, નાદાની.

૫. **ક**—ઠંડક ( ઠંડું+ક ), ટાઢક.

૬. **પ-પો**—કાળપ ( કાળું+પ ), છોટપ, ભોળપ, મોટપ; આંધાપો, ઘરડાપો, બળાપો, રંડાપો.

૭. **પણ-પણું**-ગાડપણ ( ગાંડું+પણ ), નાનપણ, બચપણ, બાળપણ, મોટપણ, ઘરડપણ, ડહાપણ, ભલપણ, શાણપણ; અદેખાપણું, ઉદારપણું, હલકાપણું, ટેકીપણું, પ્રામાણિકપણું, નાસ્તિકપણું, હિચકારાપણું.

૮. **મ**—મોટમ, નાનમ.

૯. **વટ ( સં. વૃત્તિ ), આટ, આટો, આટી, ઓટી**-વહીવટ ( વહી=ચોપડો+વટ )=કારભાર, નાણાવટ, ઘરવટ, ઝીણવટ, શાહવટ, સાચવટ; દેશવટો, ભોગવટો; બહારવટું; ખારાટ, ગરમાટ, ગરબડાટ; ગપાટો, સુમાટો, ગરમાટો, રંગાટી; હથોટી.

**૨. સ્વામિત્વવાચક-'વાળો' ના અર્થમાં.**

૧. **મન્ત ( સં. મત્ )**—કીર્તિમન્ત, ધીમન્ત, બુદ્ધિમન્ત, શક્તિમન્ત, શ્રીમન્ત.

૨. **વન્ત ( સં. વત્ )**—આશાવન્ત, ગુણવન્ત, જયવન્ત, તનવન્ત, તાલેવન્ત, દયાવન્ત, ધનવન્ત, બળવન્ત, ભગવન્ત, વિચારવન્ત; ગર્ભવન્તી, પુણ્યવન્તી, માનવન્તી, રૂપવન્તી.

૩. **માન ( સં. માન્ )**—કાન્તિમાન, નીતિમાન, બુદ્ધિમાન, ભક્તિમાન, શક્તિમાન, શ્રીમાન, સંપત્તિમાન; પણ, ગાડીવાન.

૪. **વાન ( સં. વાન્ )**—કુળવાન, ક્ષમાવાન, ગુણવાન, ધનવાન, બળવાન, બાગવાન, ભગવાન, રૂપવાન, રસવાન, વિદ્વાન, હિંમતવાન.

૫. **ગાળો ( સં. कालः )** મોસમ બતાવે છે-આંબાગાળો, કેરીગાળો, જીવનગાળો=જીવાઇ, લગ્નગાળો.

૬. **વાળો ( સં. पालः )**—રખવાળ ( સં. રક્ષપાલ ), ગોવાળ; અક્કલવાળો, ઉમેદવાળો, ગાડીવાળો, ગુચ્છાવાળો, છોડાંવાળો, ઝાડપાનવાળો, પહેરાવાળો, બંબાવાળો, લક્ષ્મીવાળો, હિંમતવાળો; કેશવાળી, દૂધવાળી, બરફવાળી, ભંડોળવાળી, સ્વભાવવાળી; કૌવતવાળું, ધીરજવાળું, બળવાળું, ભાગ્યવાળું, રેતીવાળું.

**૩. નામ કરનાર પ્રત્યયો.**

૧. **આરૂં** સ્થળદર્શક છે—પાણીઆરૂં ( પાણી+આરૂં ).

૨. **વટી** રાખનાર—કંકાવટી (કંકુ+વટી), નાણાવટી, માથાવટી, વહાણવટી.

૩. **આરો-આરી** ( **સં. कार** )—ગળીઆરો (ગળી+આરો)-ગળીઆરી, ચુનારો, ભઠીઆરો ( **સં. भृष्टिकारः** ), ગંગારો.

## ૪. વિશેષણ કરનાર પ્રત્યયો.

૧. **આઈ**—ચિનાઈ ( ચીન+આઈ ), રૂશિઆઈ, દરિયાઈ.

૨. **આઉ**—ખરચાઉ ( ખરચ+આઉ ), વગડાઉ, સુતરાઉ.

૩. **આળ-આળુ** ( **સં. आल-आलु** )-**ઇઆળ**:-જીવાળ ( જીવ+આળ ), પ્રેમાળ, ભૂપાળ, મુડદાળ, રિસાળ, રેતાળ, લોહિઆળ, વાચાળ, શરમાળ, સ્નેહાળ, કંટાળો; ઇર્ષ્યાળુ, કરુણાળુ, કૃપાળુ, છિદ્રાળુ, જાત્રાળુ, દયાળુ, માયાળુ, ગમતીઆળ, રમતીઆળ.

૪. **ઇએલ**—ગુણિએલ, અડિએલ.

૫. **ઇઓ**—અગરીઓ, કાપડીઓ, કાવડીઓ, ગજીઓ, ગરાસીઓ, જુવાનીઓ, તેલીઓ, દહાડીઓ, દુકાળીઓ, દુભાષીઓ, દુખીઓ, નિશાળીઓ, ભોમીઓ, મરણીઓ, રસણીઓ, લાચીઓ, લોભીઓ, વર્તણીઓ, વાગડીઓ.

૬. **ઈ**—કસબી, રેશમી, કીમતી, ઝેરી; કચ્છી, ખંભાતી, પોરબંદરી, સુરતી, પરદેશી, સ્વદેશી; કાનડી, દક્ષિણી, ગુજરાતી, કાઠિઆવાડી, સિંધી.

૭. **ઈલ**—ખંતીલો, ખોડીલો, વહેમીલો, રસીલો, લાડીલો; જાતીલી, હઠીલી, હોસીલી; ખારીલુ, નાતીલું.

૮. **ઇઆર**—અંધિઆર.

૯. **ઉ**—આળસુ, ખેડુ, મહેનતુ, લાલચુ, વિશ્વાસુ, સ્વાદુ.

### ૫. લઘુતાવાચક પ્રત્યય.

૧. ઈકો—મણીકો, શેરીકો.

૨. ડો-ડી-ડું-વાછરડો, વાછરડી, વાછરડું; ચાકડો, જીવડો, બોલડો; આખડી, આંબડી, ગાડડી, તળાવડી, નોકરડી, પલંગડી; માછલડું, પંખીડું, ગામડું, મુખડું, મનડું, ગીતડું.

૩. લ, લો, લી, લું—નણદલ; ખાટલો, પાટલો, મોરલો; વડુલી, સુતળી, હાથેલી; એડલું, ટબકલું.

૪. વો—ધાડવો, છોડવો, લાડવો.

બેવડા પ્રત્યય—ચાંદલીઓ, ટહુકડા, નાનકડુ, રસિકડા, રાતલડી, લાડકડા, વાંસલડી, સાહેલડી, હાલરડું, વાછરડું.

### ૬. સમુદાયવાચક પ્રત્યય.

ક, કી, કો—ચોક (ચો=ચાર+ક)=ચારનો જથો, છક; એકી; દશકો.

### ૭. સર્વનામ પરથી થતાં વિશેષણ ને ક્રિ. વિ. અવ્યય.

| વિશેષણ. | ક્રિ. વિ. અવ્યય. |
|---|---|
| આ પરથી—આવુ, આટલુ, આવડું. | આમ, અહિં, અત્યારે. |
| એ પરથી—એવું, એટલુ, એવડુ. | એમ, અહિં, અત્યારે. |
| તે પરથી—તેવું, તેટલું, તેવડું. | તેમ, તહિં, ત્યારે. |
| જે પરથી—જેવું, જેટલું, જેવડું. | જેમ, જહિં, જ્યારે. |
| કે પરથી—કેવું, કેટલું, કેવડું. | કેમ, કહિં, કયારે. |

### ૮. નરજાતિ પરથી નારીજાતિ બનાવનાર પ્રત્યય.

ઈ—કાકો-કાકી, છોકરો-છોકરી, ભલો-ભલી, દાસ-દાસી, રાજા-રાજ્ઞી-રાણી, ડોસો-ડોસી.

આ—બાળ-બાળા.

**અણ–એણ** ( **सं. इन+ई** ના. જા. પ્ર. પરથી )—કુંભાર–કુંભારણ, ધોબી–ધોબણ. માળી–માળણ, મજુર–મજુરણ, સિંહ–સિંહણ; ઘાંચી–ઘાંચેણ, વાઘ–વાઘેણ; જોગી–જોગણ કે જોગેણ.

**આણી** ( **सं. आनी** )—દેર–દેરાણી, જેઠ–જેઠાણી, ધણી–ધણિઆણી, પટેલ–પટલાણી, રજપૂત–રજપૂતાણી, શેઠ–શેઠાણી.

**ણી**—ચંડાળ–ચંડાળણી, નાગ–નાગણી, પિશાચ–પિશાચણી.

**ડી**—ભીલ—ભીલડી, હજામ–હજામડી.

## ફારસી તદ્ધિત પ્રત્યય.

૧. **ઈ** ( પણું )—આબાદી ( આબાદ+ઈ )=આબાદપણું, કારકુની, કારીગરી, ખબરદારી, ખૂબી=સુંદરપણું, ખુશી, ગુલામી, જોખમદારી, તાબેદારી, દીવાની, દોસ્તી, ધંધાદારી, નાદાની, નાદારી, નેકી=ખરાપણું, ફકીરી, ફોજદારી, બહાદુરી, બાદશાહી, બેદરકારી, મહેરબાની, સાહી ( સિયાહ=કાળું+ઈ )=કાળાપણું, સાહેબી, હરામખોરી.

૨. **ગી** ( પણું )—તાજગી (તાજહ્=તાજું+ગી)=તાજાપણું, તંદુરસ્તી; બંદગી ( બંદહ્–બંદા=સેવક+ગી )=સેવકપણું, નમાજ; માંદગી; રવાનગી (રવાનહ્–રવાના=મોકલેલું+ગી )=વિદાયગીરી.

૩. **ગીરી** ( પણું )—કામગીરી, ગુલામગીરી. ગુમાસ્તાગીરી, દીવાનગીરી, મહેતાગીરી, મેમાનગીરી, યાદગીરી, સુબાગીરી, સાલગીરી ( સાલ=વર્ષ+ગીરી )=વરસપણું, વર્ષગાંઠ, જન્મગાંઠ.

૪. **તી** ( પણું )—કમતી, જાસ્તી ( જિયાદતી ).

૫. **ચી** ( તુર્કી પ્રત્યય ) રાખનાર—ખજાનચી=ખજાનો રાખનાર, તબલચી, તોપચી, બબરચી (ફા. બાવરચી), મશાલચી.

૬. **ચા** ( લઘુતાવાચક )—ગાલીચા ( ગાલી=શેતરંજી ), બગીચો ( બાગ્ચા ), ખુમચો ( ખાન્ચા; ખાન=થાળો ), દીબાચો (દીબાચા).

૭. **આ**—દાના=જ્ઞાની.

૮. **આ** (લઘુતાવાચક)—મુકદ્દમો (મુકદમા), મુકાબલો (મુકાબલા), મુદ્દો (મુદ્દા).

૯. **આના**—નજરાણું (નજરાના), સાલિયાના.

૧૦. **ગીન**—ગમગીન.

૧૧. **ઈ** (વાળો)—અરબી=અરબનું, હલવાઈ=મિઠાઈવાળો, હજુરી, હિંદી, હિંદુસ્તાની.

૧૨. **દાર** (સ્વાર્થિક)—તાબેદાર.

૧૩. **મંદ** (**सं. मत्**, પ્રા. **मन्त**) વાળો—અક્કલમંદ=અક્કલવાળો; ફતેહમંદ=જિતવાળી; દાનેશમંદ=ડહાપણવાળો, ડાહ્યો, સમજુ, દાનો; દૌલતમંદ=સંપત્તિવાળો.

૧૪. **યાર** (વાળો)—બખ્ત્યાર, હોશ્યાર (હોશિયાર).

૧૫. **વર-વાર** (વાળો)—જાનવર, જોરાવર, ઉમેદવાર=આશાવાળો, તપસીલવાર, તાલેવર, બાબતવાર, વિગતવાર; કદાવર (કદ+આવર)

---

# ખંડ ૨ જો. ધો. ૬–૭ અને ટ્રે. કૉ. માટે.

## શબ્દોની બાંધણી.

ધો. ૬–૭ અને ટ્રે. કૉ. ના બીજા વર્ષના વિદ્યાર્થીઓને શબ્દોની બાંધણી શિખવવાની છે; એટલે શબ્દોના અંગ (ધાતુ પ્રત્યયાદિ) છૂટા પાડી તેનો મૂળાર્થ (વાચ્યાર્થ), લક્ષ્યાર્થ આવડવો જોઇએ. શબ્દોનું મુખ્ય અંગ ધાતુ ગણાય છે, કેમકે તે વગર શબ્દજ બની ન શકે, સબબ કૃત્પ્રત્યય પ્રકરણમાં આપેલા પ્રત્યેક શબ્દોનો ધાતુ અર્થસહિત આપ્યો છે.

## કૃત્પ્રત્યય.

ધાતુને છેડે આવનાર પ્રત્યયો કૃત્ કહેવાય છે. કૃત્ પ્રત્યય જેને છેડે હોય છે તે **કૃદંત** (કૃત+અંત) કહેવાય છે.

સંધિ, સમાસ, અને તદ્ધિત પ્રત્યય પ્રકરણમા શબ્દના ભાગ પાડતાં તેમાથી એકપણ ઓળખાય એવો શબ્દ હાથ લાગતો હતો; પણ કૃદંતમાં તો ધાતુ અને પ્રત્યય ઓળખી કાઢવાના છે.

તત્સમ શબ્દ પરથી ઉત્પન્ન થતા તદ્ભવ શબ્દો, તત્સમ શબ્દની જોડે નાના કૌંસમાં આપ્યા છે.

## સંસ્કૃત કૃત્પ્રત્યયો.

### ૧. કર્તૃવાચક.

૧. **तृ-ता** (પ્ર. એ. વ.)-નાર.

**ધોરણ ૬.**

**दा** (આપવું)-દાતા, અન્નદાતા.[૮]

**विद्** (જાણવું)-વેત્તા.[૬૬]

**श्रु** (સાંભળવું)-શ્રોતા.

**भृ** (ભરવું)-ભર્તા.

**जन्** (પેદા કરવું)-જનિતૃ (જનિતા)=પિતા; જનિત્રી (જનિતા, જનેતા).[૧૪]

**युध्** (લડવું)-યોદ્ધા (જોદ્ધો).[૧૪]

**ધોરણ ૭.**

**त्रा** (રક્ષણ કરવું)-ત્રાતા=રક્ષક.

**धा** (ધારણ કરવું)-ધાતા, ધાત્રી=દાઇ, ધાવ.

**कृ** (કરવું)-કર્તા (કિરતાર, કરનાર).[૩૧]

**हृ** (હરવું)-હર્તા.[૫૫]

**पा** (પાળવું)-પિતા,[૨] પિતામહ.[૩૩]

**मान्** (પૂજવું, **न्** લોપાઈ)-માતા (માઇ, માય, મા, માત),[૩] માતામહ.

**वच्** (બોલવું)-વક્તા=બોલનાર.

**दृश्** (જોવું)-દ્રષ્ટા=જોનાર.

**सृज्** (સર્જવું)-સ્રષ્ટા=બ્રહ્મા.

## ૨. अक–નાર.

### ધોરણ ૬.

**चुंब्** ( ચુંબન કરવું )–ચુંબક, લોહચુંબક.[૨૨]

**पाल्** (પાળવું)–પાલક (પાલખ, પાળીઓ).[૩૭]

**बंध्** (બાંધવું)–બંધક.

**भक्ष्** (ખાવું)–ભક્ષક, કીડીભક્ષક.

**रक्ष्**(રક્ષણકરવું)–રક્ષક(રખો),[૫૬] સ્વદેશરક્ષક.

**शिक्ष्** (શીખવું)–શિક્ષક.[૨૯]

**सूच्** (બતાવવું)–સૂચક, ભયસૂચક.

**सेव्** ( સેવા કરવી )–સેવક,[૩૯] સેવિકા (નારીજાતિમાં **अक** નો **इका** થઈ જાય છે).

**हिंस्** (હિંસા કરવી)–હિંસક.[૪૦]

**वह्** (વહેવું)–વાહક,[૮૫] મદવાહક,[૮૫] ઉષ્ણુતાવાહક.

**लिख्** ( લખવું )–લેખક ( લહીઓ).[૨૯]

**पुष्** (પોષવું)–પોષક.

**बुध्** (બોધ આપવો)–બોધક.

**शुध्** (શોધવું)–શોધક.[૧૪]

**शुष्** (સુકાવું)–શોષક.[૮૫]

**पू** (પવિત્ર કરવું)–પાવક=અગ્નિ.

**दृश्** (જોવું)–દર્શક, પારદર્શક,[૮૪] સૂક્ષ્મદર્શક, માર્ગદર્શક, સ્વરભેદદર્શક.[૭-૮૨]

**स्मृ** (યાદ કરવું)–સ્મારક.

### ધોરણ ૭.

**जन्** (પેદા કરવું)–જનક,[૮૭] આશાજનક, આશ્ચર્યજનક, દયાજનક.

**दीप्** (પ્રકાશવું)–દીપક (દીવડો),[૧૫] ભૃગુકુળદીપક.[૫૫]

**पूज्** ( પૂજવું )–પૂજક.

**माप्** ( માપવું )–માપક, ઉષ્ણુતામાપક,[૬૭] ભેજમાપક.[૮૯]

**वाच्** ( વાંચવું )–વાચક.[૬૩]

**ग्रह्** ( લેવું )–ગ્રાહક (ઘરાક).

**नट्** ( નાચવું )–નાટક.[૩૮]

**नश्** ( નાશ કરવો )–નાશક. વાયુનાશક,[૨૦] નૌકાનાશક.[૫૨]

**मद्** ( ગાંડા થવું )-માદક.[૫૯]
**रिच्** ( ખાલી કરવું )-રેચક.[૨૦]
**मुह्** ( બેભાન કરવું )-મોહક.
**द्रु** ( ઝરવુ )-દ્રાવક,[૮૮]હૃદયદ્રાવક.
**तृ** ( તરવું )-તારક ( તારો).[૭૯]
**धृ** ( ધારણ કરવું )-ધારક.[૫૫]

### ૩. **अन**—નાર.

**ધોરણ ૬.**

**नन्द्** ( આનંદ પામવું )-નંદન=ઇંદ્રનો બાગ.
**मुह्** ( બેભાન કરવું )-મોહન.[૯]
**शुभ्** ( શોભવું )-શોભન.[૪]
**पू** ( ચોકખું કરવું )-પવન.[૭૮]
**लुभ्** ( લોભાવું )-લોભન.[૪]

**ધોરણ ૭.**

**पाल्** ( પાળવું )-પાલન ( પાલણ, પારણુ, પાલણું)[૬૦]=રક્ષણ.
**वह्** ( લઇ જવું )-વાહન.[૪]
**धृ** ( ધારણ કરવું )-ધારણ, મોહધારણ,[૨૮] સ્વરધારણ.[૩૭]

### ૪. **इन-ई** ( પ્ર. એ. વ. )—નાર.

**ધોરણ ૭.**

**नन्द्** ( આનંદ પામવું )-નંદિની=કામધેનુ.
**गृह्** ( ઝાલવું )-ગૃહિણી ( ઘરણી ).
**भाष्** ( બોલવું )-ભાષિણી, પ્રિયભાષિણી.
**मंत्र्** (સલાહ આપવી)-મંત્રી.[૬૦]
**वह्** ( વહેવું )-વહિની (વહાણ), વાહિની, રકતવાહિની,[૯૨] શબવાહિની
**गम्** (જવું)-ગામી, ગજગામી.[૨૯]
**ग्रह्** (પકડવું)-ગ્રાહી, અતિજવાળાગ્રાહી.[૯૧]
**चर्** (ફરવું)-ચારી, બ્રહ્મચારી,[૫૮] સ્વેચ્છાચારી.
**लिख्** (લખવું)-લેખિની (લેખણ).
**दुह्** ( દોહવું )-દોહિની, સૃષ્ટિદોહિની.[૨૮]
**भू** ( થવું )-ભાવી.[૨૮]
**कृ** (કરવું)-કારી, આનંદકારી,[૮૨] ચમત્કારી,[૩૭] સુખકારી.[૫૩]

## ૫. अ—નાર.

### ધોરણ ૬.

**जन्** (પેદા થવું)–જન(જણુ),[૫૦] હરિજન,[૭-૧૫] અજ=બ્રહ્મા, પંકજ (કમલ).

**नट्** (નાચવું)–નટ.

**नम्** (નમવું)–નામ=જેનો અર્થ ક્રિયાપદના અર્થને નમે છે તે.

**पाल्** ( પાળવું )–પાલ (‘વાળો’ પ્રત્યય ).

**वृ** ( વરવું )–વર.

**सृ** ( સરવું )–સર ( સેર ),[૫૪] અગ્રેસર.[૭-૧૪]

### ધોરણ ૭.

**गम्** ( જવું )–ગમ, જંગમ,[૬૦] પન્નગ.

**चल्** ( ફરવું )–ચલ, ચંચલ,[૪૮] અચલ.

**नाथ्** ( ધણી થવું )–નાથ.[૩]

**पद्** (જવું)–પદ,[૫૭] હરિપદ.[૧૫]

**भुज्** ( વાંકા વળવું )–ભુજ.

**सद्** ( બેસવું )–સભાસદ.

**दिव्** ( પ્રકાશવું )–દેવ.

**चुर्** ( ચોરવું )–ચોર.

**भू** ( હોવું )–ભવ.

**कृ** ( કરવું )–કર,[૧૧] કિંકર=ચાકર; કાર, અહંકાર, સત્કાર.[૬-૪૧]

**धृ** ( ધારણ કરવું )–ધાર.[૭૮]

## ૬. उ—નાર.

### ધોરણ ૭.

**तन्** ( તાણવું )-તનુ (તન).[૨૫]

**बंध्** ( બાંધવું )–બંધુ.[૩]

**भिक्ष्** ( માગવું )–ભિક્ષુ.[૫૯]

**साध्** (સાધવું)-સાધુ (સાહુ).[૨૯]

**जिज्ञास** ( જાણવા ઇચ્છવું )–જિજ્ઞાસુ.[૩૮]

**गृ** ( બોલવું )–ગુરુ.[૪૦]

**तृ** ( ફૂટી નીકળવું )–તરુ.[૧૯]

**दृश्** ( જોવું )–પશુ=સર્વને સરખાં જુએ, વિવેક રહિત.

૭. **य-નારઃ-जन्** ( પેદા કરવું)-જન્ય (જાન)=વરનાં વહાલા; **मद्** ( ગાંડા થવું )-મદ્ય.[૭-૩૧]

૮. **वर-નારઃ-ધો. ૭-ईश्** ( ધણી થવું )-ઇશ્વર,[૯] **स्था** ( રહેવું )-સ્થાવર.[૬૦]

૯. **र-નારઃ-ધો. ૬-पत्** ( પડવું )-પત્ર.[૫૫] **ધો. ૭-चंद्** ( પ્રકાશવું )-ચંદ્ર ( ચંદ-ચાંદ ),[૨૧] **नम्** ( નમવું )-નમ્ર (નરમ),[૫૩] **रुद्** (રડવું )-રુદ્ર,[૬૫] **छिद्** ( છેદવું )-છિદ્ર ( છીંડું ).[૨૧] આમાં '**र**' પ્રત્યય ક્રિયાવાચક છે.

૧૦. **नु-નારઃ-ધો. ૬-भा** ( પ્રકાશવું )-ભાનુ (ભાણ).[૯]

### ૧૧. **क्किप् પ્રત્યય.**

ધાતુને કંઇ પણ પ્રત્યય નહિ લાગ્યા છતા તેમાં કર્ત્તાનો અર્થ વધે છે, ત્યારે ધાતુને ક્વિપ્ પ્રત્યય લાગ્યો કહેવાય છે. આ પ્રત્યય નામનોજ છે, ધાતુ હોય તેવો ને તેવોજ રહે છે. ઉદા૦-**પદ્** ( જ-નાર-પગ, ચોથો ભાગ ); **રાજ્** ( પ્રકાશનાર-રાજા ); **ઇંદ્રજિત્** ( ઇંદ્રને જિતનાર, રાવણનો પાટવી કુંવર. ધાતુને અંતે હ્રસ્વ સ્વર હોય તો ક્વિપ્ પ્રત્યય પહેલા त् આગમ આવે છે ); **સેનાની** (સેનાને દોરનાર, લશ્કરનો સરદાર ); **પ્રભુ** ( શ્રેષ્ટ રીતે હોનાર-ઇશ્વર).

---

## ૨. ક્રિયાવાચક ('કરવું તે' અર્થમાં ).

### १. ति—

ધોરણ ૬.

**ख्या** ( વખાણવું )-ખ્યાતિ ( ખ્યાત ).[૪૬]

**जागृ** ( જાગવું )-જાગૃતિ.

**नी** ( દોરવું )-નીતિ (નીત).[૭]

**प्री** (ખુશ કરવું)-પ્રીતિ (પ્રીત).[૭]

**पूर्** ( ભરવું )-પૂર્તિ.[૯૪]

**वृत्** ( વર્તવું )-વૃત્તિ.[૩૨]

**शक्** (શક્તિમાન થવું) શક્તિ.[૧]
**स्तु** (વખાણવું)–સ્તુતિ.[૫૪]
**स्फूर्** (ધડકવું)–સ્ફૂર્તિ.
**बुध्** (જાણવું)–બુદ્ધિ.[૩૪] ક્ષુદ્રબુદ્ધિ, પૂજ્યબુદ્ધિ.[૭-૪૧]
**भिद्** (ભાગ કરવા)–ભિત્તિ (ભીંત).
**वृध्** (વધવું)–વૃદ્ધિ.[૬૫]
**विष्** (જવું)–વિષ્ટિ (વેઠ).[૬૧]
**सृज्** (સર્જવું)–સૃષ્ટિ.[૮૧]
**गम्** (જવું)–ગતિ (ગત),[૭૮] અધોગતિ, ગંડગતિ=અતિમૂર્ખ, મંદગતિ.
**स्था** (રહેવું)–સ્થિતિ,[૭] સ્થિતિસ્થાપક.[૮૪]
**कम्** (ચાહવું)–કાન્તિ.[૫૨]

## ધોરણ ૭.

**कृ** (કરવું)–કૃતિ.[૩]
**क्षि** (ક્ષય થવો)–ક્ષિતિ.[૬૬]
**ज्ञा** (જાણવું)–જ્ઞાતિ (ન્યાતિ-ન્યાત).[૫૦]
**तृप्** (સંતોષ પામવું)–તૃપ્તિ; તૃપ્તિપર્યન્ત.
**भी** (બીવું)–ભીતિ=બીક.
**वस्** (વસવું)–વસતિ=વસ્તી, વસતિસ્થાન.
**स्मृ** (સ્મરણ કરવુ)–સ્મૃતિ (સુરત).[૫૭]
**जन्** (પેદા થવું)–જાતિ (જાત).[૭]
**पा** (પાળવું)–પતિ (અહિં 'તિ'-નો અર્થ 'નાર' થાય છે);[૨૯] શઠપતિ.
**शुध्** (શુદ્ધ કરવું)–શુદ્ધિ.[૫૭]
**सिध्** (પાર પડવું)–સિદ્ધિ.[૩૯]
**भज्** (ભજવું)–ભક્તિ (ભગતી).[૭]
**मुच्** (છૂટા થવું)–મુક્તિ (મુગતી).[૪૮]
**युज्** (જોડવું)–યુક્તિ (જુગતિ) ૧૭
**दृश्** (જોવું)-દૃષ્ટિ,[૩] સમદૃષ્ટિ,[૧૧] રાક્ષસીદૃષ્ટિ, દૈવીદૃષ્ટિ.
**पुष्** (પોષવું)–પુષ્ટિ.[૪૫]
**वृष्** (વરસાવવું)–વૃષ્ટિ.[૬]
**मा** (માપવું)–મતિ, ભૂમિતિ.[૨]
**मन्** (વિચારવું)-મતિ,[૩૬] મૂઢમતિ.
**यम्** (રોકવું)–યતિ (જતિ).[૬૦]
**रम्** (રમવું)–રતિ.[૬૩]

**क्रम्** ( જવું )-ક્રાન્તિ, ક્રાન્તિવૃત્ત.[૬૬]

**शम्** (શાન્ત થવું)-શાન્તિ.[૧૮]

**कृत्** (વખાણવું)-કીર્તિ.[૩]

**हा** (તજવું)-હાનિ (હાણ).[૩૯]

**ग्लै** (કરમાવું)-ગ્લાનિ.

## ૨. अन–अना—

### ધોરણ ૬.

**अर्प्** (આપવું)-અર્પણ.[૨૯]

**आस्** (બેસવું)-આસન.[૨૧]

**गुंज्** (ગણગણવું )-ગુંજન=ગણગણ.

**ग्रह्** (પકડવું)-ગ્રહણ (ધરણ),[૯૭] પાણિગ્રહણ=હાથ પકડવો તે, લગ્ન.

**जीव्** ( જીવવું )-જીવન ( જીવણ ).[૧૧]

**ज्ञा** (જાણવું)-જ્ઞાન (જાણ).[૫]

**दह्** (દાઝવું)-દહન.[૯૩]

**दा** (આપવું)-દાન (દાણ–દેણ),[૧૩] અભયદાન.

**नम्** (નમવું)-નમન (નમણું).[૧]

**पूज्** (પૂજવું)-પૂજન.[૯]

**पूर्** (ભરવું)-પૂરણ.

**भक्ष्** (ખાવું)-ભક્ષણ.

**भज्** (ભજવું)-ભજન.[૨૭]

**भूष्** (શણગારવું)-ભૂષણ.[૭૫]

**भ्रम्** (ભમવું)-ભ્રમણ.[૧]

**मन्थ्** (વલોવવું)-મંથન, મંથનકાળ.

**मा** ( માપવું )-માન ( મણ, માણી, માણું).[૮૬]

**रक्ष्** (રક્ષણ કરવું)-રક્ષણ.[૧]

**लक्ष्** ( જોવું )-લક્ષણ ( લખણ).[૧૧]

**वच्** (બોલવું)-વચન (વયણ, વેણ),[૮] અભયવચન.

**वर्ण्** (વર્ણવું)-વર્ણન.[૧૮]

**वह्** ( વહેવું )-વહન ( વે'ન, વેણ).[૮૫]

**वन्द्** (વંદવું)-વંદન, સંધ્યાવંદન.

**शास्** (હુકમ કરવો)-શાસન.

**शिक्ष्** (શિખવવું )-શિક્ષણ.[૧૯]

**सह्** (સહેવું)-સહન,[૧૩] સહનશીલ.

**साध्** (સાધવું)-સાધન.[૧૧]

**सेव्** (સેવવું)-સેવન.[૧૧]

**स्था** (રહેવું)-સ્થાન (થાણું).[૮૯]

**स्ना** (નહાવું)-સ્નાન (સનાન).[૧૩]

**कम्** (ચાહવું)-કામના.

**गर्ज्** (ગાજવું)-ગર્જના.[૯૧]

**घट्** (ઘડવું)-ઘટના.[૯૩]

**रच्** (રચવું)-રચના.[૫૪]

**सूच्** (બતાવવું)-સૂચન, સૂચના.[૬૨]

**पच्** (પચવવું)-પાચન[૯૫]

**भुज्** (જમવું)-ભોજન.[૧૬]

**मुह्** (મોહ પામવો)-મોહન,[૯] મોહના, મોહની.

**शुष्** (સુકાવું)-શોષણ.[૮૫]

**कु** (બોલવું)-કવન.

**द्रु** (ઓગળવું)-દ્રાવણ.[૮૬]

**भू** (થવું)-ભવન, વક્રીભવન.[૮૮]

**शॄ** (હિંસા કરવી)-શરણ (શરણું),[૬૨] દીનશરણા.[૭-૩]

**घृष्** (ઘસવું)-ઘર્ષણ.[૭૦]

**जागृ** (જાગવું)-જાગરણ.[૯]

**दृश्** (જોવું)-દર્શન.[૧૩]

**कृत्** (વખાણવું)-કીર્તન.[૪૮]

## ધોરણ ૭.

**खंड्** (ભાગવું)-ખંડન.[૨]

**गम्** (જવું)-ગમન.[૭૬]

**चिन्त्** (વિચારવું)-ચિન્તન,[૨૪] પ્રભુચિંતન.

**जन्** (જન્મવું)-જનન.[૫૫]

**धोर्** (સારી રીતે દોડવું)-ધોરણ.[૪૬]

**पा** (પીવું)-પાન.

**पाल्** (પાળવું)-પાલન.

**बंध्** (બાંધવું)-બંધન (બાધણુ).[૩૯]

**भाष्** (ભાષણ કરવું)-ભાષણ.[૧૩]

**मथ्** (વલોવવું)-મથન.[૧૭]

**मन्** (વિચારવું)-મનન.

**मा** (માપવું)-માન, હવામાન,[૬૬] ઉષ્ણતામાન.[૬૭]

**मिश्र्** (મેળવવું)-મિશ્રણ.[૮૩]

**यज्** (યજ્ઞ કરવો)-યજન.[૫૭]

**या** (જવું)-યાન, આકાશયાન.[૫૨]

**रंज्** (રાજી થવું)-રંજન.

**वम्** (ઉલટી કરવી)-વમન.

**धा** (ધારણ કરવું)-ધાની, રાજધાની.[૬૧]

रुद् (રડવું)-રુદન,[२८] રોદન.
वल् (વળવું)-વલન (વલણ).[७९]
सद् (રહેવું) સદન=સ્થાન, શિવ-સદન [३]
स्थाप (બેસાડવું)-સ્થાપન (થાપણ),[४२] સ્થાપના.[२६]
सृज् (પેદા કરવું)-સૃજન.[३]
स्खल् (પડી જવું)-સ્ખલન=પડી જવું તે, નીતિસ્ખલન.
गण् (ગણવું)-ગણના.[३४]
याच् (માગવું)-યાચના (જાચના).
वस् (હોવું)-વાસના.[१२]
चित् (જાણવું)-ચેતન,[३] ચેતના
लिख् (લખવું)-લેખન.[२६]
वांछ् (ઇચ્છવું)-વાંછના=ઇચ્છા.
विद् (જાણવું)-વેદના.[२०]
पुष् (પોષવું)-પોષણ.[५४]
युज् (જોડવું)-યોજના.[२३]
भू (થવું)-ભવન,[११] વક્રીભવન,[६-८८] આભ્યભવન;[८९] ભાવના, સમભાવના,[३५] દુષ્ટ-ભાવના.
हु (હોમ કરવો)-હવન.[१९]
कृ (કરવું)-કરણ, પૃથક્કરણ,[२१] વાક્યપૃથક્કરણ, ઘનીકરણ,[९२] વર્ગીકરણ=જાતવારી; કારણ,[७९] કર્મકારણ.[२८]
धृ (ધારણ કરવું)-ધરણ,[२८] ધારણ.[५३]
भृ (ભરવું)-ભરણ.[५७]
मृ (મરવું)-મરણ (મરણ).[१२]
स्मृ (સ્મરણ કરવું)-સ્મરણ (સમરણ).[१२]
हृ (હરવું)-હરણ.[२१]
वृत् (વર્તવું, રહેવું)-વર્તન (વતન).[१]
कॄ (ફેંકવું)-કિરણ.

## ३. अ—

ધોરણ ૬.

खंड् (ભાંગવું)-ખંડ (ખાંડ).[७४]
ग्रह् (ગ્રહણ કરવું)-ગ્રહ.[५४]
छन्द् (ઢાંકવું)-છંદ.
जीव् (જીવવું)-જીવ.[८]
तर्क् (વિચારવું)-તર્ક.[१४]
दल् (ફાડવું)-દલ (દાળ).
बन्ध् (બાંધવું)-બંધ.

**बल्** (આપવું)-બલ.

**भक्ष्** (ખાવું)-ભક્ષ.[૨૧]

**भंज्** (ભાંગવું)-ભંગ,[૯૧] આજ્ઞાભંગ, માનભંગ.

**मान्** (માનઆપવું)-માન.[૧]

**मृग्** (શિકાર કરવો)-મૃગ.

**मार्ग्** (શોધવું)-માર્ગ (માગ; મારગ).[૧૫]

**रूप्** (ઘડવું, દેખાડવું)-રૂપ,[૪૧] કદ્રૂપી.

**लक्ष्** (જોવું, તપાસવું)-લક્ષ (લાખ).[૨૯]

**लोक्** ( જોવું )-લોક=જગત; સાત લોક ઉપરના, ને સાત નીચેના.

**वध्** (કતલ કરવું)-વધ.

**श्रम्** (થાકવું)-શ્રમ.[૪]

**स्पर्श्** (અડકવું)-સ્પર્શ.

**स्वाद्** (**स्व+अद्**=ચાખવું)-સ્વાદ.[૧૨]

**तप्** (તપવું)-તાપ (તાવ),[૧૨] પશ્ચાત્તાપ (પસ્તાવો).

**दह्** (બાળવું)-દાહ (દાઝ).

**नश्** (નાશ થવો)-નાશ.[૧૮]

**लभ्** (લાભથવો)-લાભ (લાહવો).[૧૮]

**वद्** (બોલવું)-વાદ,[૯૧] બકવાદ, આશીર્વાદ.

**वस्** (વસવું)-વાસ (વાસો).[૧૨]

**श्वस्** ( શ્વાસલેવો )-શ્વાસ (સાસ).[૧૨]

**छिद्** (છેદવું)-છેદ, શિરચ્છેદ.[૫૬]

**भिद्** (ભેદવું)-ભેદ.[૯૮]

**विध्** (વિંધવું)-વેધ (વેહ),[૧૨] નયનવેધ.[૨૩]

**क्षि** (ક્ષયપામવો)-ક્ષય.

**भी** (બીવું)-ભય,[૬૨] ભયસૂચક.

**कुप्** (ગુસ્સેથવું)-કોપ.

**तुल्** (તોળવું)-તોલ (તોલો, તોલું),[૭૮] સમતોલ (સંતોલો).[૭-૭૯]

**दुष्** (ભૂલકરવી)-દોષ.[૧૪]

**बुध्** (જાણવું)-બોધ.[૮૩]

**भुज्** (ખાવું)-ભોગ.

**भृ** (ભરવું)-ભાર (ભારો).[૮૧]

**स्व+कृ** (કબૂલ કરવું)-સ્વીકાર.[૧૨]

**हृ** (હરવું)-હાર.

## ધોરણ ૭.

**अंक्** (ચિહ્ન કરવું, ગણવું)–અંક (આંક, આંકો.)[૧૯]

**अर्थ्** (માગવું)–અર્થ,[૭૬] કૃતાર્થ.

**आस्** (હાજરથવું)–ઇતિહાસ.[૯]

**क्रम्** (પગલા ભરવા)–ક્રમ.[૪૩]

**गर्व्** (અહંકાર કરવો)–ગર્વ.[૧૯]

**गृह्** (પકડવું)–ગૃહ (ઘર), ગણિકાગૃહ.[૨૭]

**ग्रंथ्** (ગાઠવું)–ગ્રંથ (ગ્રંથો).[૨]

**चित्र्** (ચીતરવું)–ચિત્ર.[૧૬]

**चिह्न** (નિશાની કરવી)–ચિહ્ન.[૯૪]

**बाध्** (દુઃખદેવું, દુઃખથવું)–બાધ.[૯૬]

**भास्** (દેખાવું, પ્રકાશવું)–ભાસ.[૪૪]

**मद्** (ગાડા થવું)–મદ,[૧૫] મદમાતા.

**मिश्र्** (મેળવવું)–મિશ્ર.[૭૭]

**युज्** (જોડવું)–યુગ (જુગ).[૩૨]

**रंज्** (રંગવું, રાજીથવું)–રંગ,[૫] રાગ.[૬૦]

**रस्** (સ્વાદ લેવો)–રસ (રસો).[૩૧]

**वर्ण्** (વર્ણવું)–વર્ણ (વાન).[૫]

**वास्** (સુગંધ લેવી)–વાસ, મુખવાસ.[૨૦]

**शब्द्** (અવાજ કરવો)–શબ્દ (સાદ).[૬]

**शुभ्** (શોભવું)–શુભ.[૧૮]

**श्लोक्** (વખાણવું)–શ્લોક.[૬૫]

**साध्** (સાધવું)–સાધ.[૪૮]

**स्तंभ्** (થંભવું)–સ્તંભ (થંભ).[૨૯]

**कम्** (ચહાવું)–કામ=ઇચ્છા.

**ग्रस्** (ખાવું)–ગ્રાસ,[૬૯] ખગ્રાસ.[૬૯]

**त्यज्** (તજવું)–ત્યાગ.[૮]

**त्रस्** (બીવું)–ત્રાસ.[૧૮]

**नद्** (શબ્દ કરવો)–નાદ.[૬]

**पठ्** (ભણવું)–પાઠ.[૩૬]

**शप्** (શાપવું)–શાપ (શ્રાપ, શરાપ).[૨૮]

**क्लिश्** (દુઃખ દેવું)–ક્લેશ.

**क्षिप्** (ફેંકવુ)–ક્ષેપ, કાળક્ષેપ.

**खिद्** (દિલગીર થવું)–ખેદ.[૪૮]

दिश् (દેખાડવું)–દેશ.[૨૦]
द्विष् (ધિક્કારવું)–દ્વેષ.[૬૦]
लिख् (લખવું)–લેખ.[૨]
विद् (જાણવું)–વેદ.[૨૨]
विश् (વ્યાપવું)–વેશ.[૮]
शिष् (બાકી રહેવું)–શેષ.[૯૮]
स्निह् (સ્નેહ રાખવો)–સ્નેહ (નેહ).[૮]
जि (જિતવું)–જય (જે).[૭]
ली (પીગળવું)–લય.[૭૧]
क्रुध् (ગુસ્સે થવું)–ક્રોધ,[૪૦] ક્રોધાયમાન.
घुर् (ભયંકર શબ્દ કરવો)–ઘોર.
घुष् (અવાજ કરવો)–ઘોષ.
मुह् (બેભાન થવું)–મોહ.[૪૧]
युज् (જોડવું)–યોગ (જોગ).[૨]
रुज् (વ્યાધિથી પીડાવું)–રોગ.
रुष् (ગુસ્સે થવું)–રોષ.[૪૮]
लुप् (છોડી દેવું)–લોપ.[૧]
लुभ् (લોભ કરવો)–લોભ.[૧]
शुच् (શોક કરવો)–શોક.[૨૯]
शुध् (શોધવું)–શોધ.[૨૧]
शुष् (સુકાવું)–શોષ[૭૮]
द्रु (ઝરવું)–દ્રવ.[૭૦]
भू (હોવું)–ભવ=જન્મ; ભાવ,[૩૩] દ્વેષભાવ=કોઇને ધિક્કારવું તે, અહંભાવ=અહંકાર, સમભાવ=અન્ય માટે પોતાના જેવી લાગણી.
सृ (સરવું)–સાર (સારૂં).[૩૩]
स्वृ (અવાજ કરવો)–સ્વર(સૂર).[૨૮]

## ४-य-या—

### ધોરણ ૬.

गुह् (સંતાડવું)–ગુહ્ય (ગજવું).
विद् (જાણવું)–વિદ્યા[૧૩]
कृ (કરવું)–ક્રિયા.[૮૫]

### ધોરણ ૭.

कन् (ચાહવું)–કન્યા.[૧૪]
चर् (ફરવું)–ચર્ય, આશ્ચર્ય;[૮૦] બ્રહ્મચર્ય; ચર્યા, દિનચર્યા.
भाष् (બોલવું)–ભાષ્ય[૫૯]
मृग् (શિકાર કરવો)–મૃગયા=શિકાર.
शी (સૂવું)–શય્યા (સજ્જા–સેજા–સેજ).

## ૫. आ—

'आ' પ્રત્યય તદ્ધિત અને કૃત્ બંને જાતનો છે. તદ્ધિત પ્રત્યય તરીકે શબ્દને છેડે આવી નારીજાતિ બનાવે છે, અને કૃત્ પ્રત્યય તરીકે ધાતુને છેડે આવી બહુધા ક્રિયાવાચક નારીજાતિનું નામ બનાવે છે.

### ધોરણ ૬.

**इष्–इच्छ्** (ઇચ્છવું)–ઇચ્છા.[૩૦]
**कथ्** ( કહેવું )–કથા,[૨૧] દંત-કથા.[૭–૨]
**कृप्** (કૃપા રાખવી)–કૃપા.[૫૪]
**क्रीड्** (રમવું)–ક્રીડા, જળક્રીડા.
**क्षम्** (માફ કરવું)–ક્ષમા.[૪૨]
**क्षुध्** (ભૂખ્યા થવું)–ક્ષુધા=ભૂખ.
**चिन्त्** (ફિકર કરવી)–ચિન્તા (ચન્તા).[૧૪]
**दंश्** (કરડવું)–દશા.
**दय्** (દયા લાવવી)–દયા.[૮]
**निद्रा** (ઊંઘવું)–નિદ્રા.
**निन्द्** (નિંદવું)–નિંદા.[૧૮]
**पीड्** (પીડવું)–પીડા[૯૫]
**पूज्** (પૂજવું)–પૂજા.[૨૭]
**भाष्** (બોલવું)–ભાષા,[૫] ગીર્વાણ ભાષા (ગીર્વાણ=દેવ+ભાષા) દેવની ભાષા, સંસ્કૃત.
**शंक्** (શંકા લેવી)–શંકા.[૪૯]
**शिक्ष्** ( શિખવવું )–શિક્ષા (શીખ).[૮]
**सेव्** (સેવા કરવી)–સેવા.[૯]
**हिंस्** (હિંસા કરવી)–હિંસા.
**वच्** (બોલવું)–વાચા.[૧૬]
**शुभ्** (શોભવું)–શોભા.[૫૪]

### ધોરણ ૭.

**ईर्ष्य्** (ઇર્ષા કરવી)–ઇર્ષ્યા=અદેખાઇ.
**कल्** (શબ્દ કરવો)–કલા.[૨૬]
**त्वच्** (ઢાંકવું)–ત્વચા.[૮૨]
**दिश्** (જોવું)–દિશા (દિશ).[૪૦]
**भिक्ष्** ( ભીખવું )—ભિક્ષા (ભીખ).[૫૮]
**मूर्च्छ्** (બેભાનથવું)–મૂર્ચ્છા.[૬૨]
**रक्ष्** (રક્ષણ કરવું)–રક્ષા (રખ્યા–રાખ).[૭]
**रम्** (રમવું)–રમા=રાખેલી.[૨૮]

**लज्ज्** (લાજવું)—લજ્જા (લાજ).[૧૩]
**स्पर्ध्** (હરિફાઇ કરવી)-સ્પર્ધા.[૫૪]
**जॄ** (જીર્ણ થવું)-જરા=ઘડપણ.
**धृ** (ધારણ કરવું)-ધરા,[૪૦] ધારા.
**गम्** (જવું)-ગંગા. (ધાતુ બેવડાયો છે).
**जिज्ञास** (જાણવા ઇચ્છવું)-જિજ્ઞાસા.

## ૬. न-ना—

### ધોરણ ૬.

**यत्** (યત્ન કરવો)-યત્ન (જતન).[૩૦]
**गा** (ગાવું)-ગાન.
**स्वप्** (સૂવું)-સ્વપ્ન (સમણું).

### ધોરણ ૭.

**तृष्** (તરસ્યા થવું)-તૃષ્ણા=કામના.[૪૦]
**भा** (પ્રકાશવું)-ભાન.[૧૨]
**अद्** (ખાવું)-અન્ન.[૧૮]
**प्रच्छ्** (પૂછવું)-પ્રશ્ન.[૧૮]
**यज्** (યજ્ઞ કરવો)-યજ્ઞ (જગ્ન-જગન).[૨]

## ૭. अस्—

### ધોરણ ૬.

**तप्** (તપવું)-તપસ્ (તપ).[૨૧]
**पा** (પીવું)-પયસ્ (પય),[૭-૨૪] પયપાન.[૯]
**मन्** (વિચારવું)-મનસ્ (મન).[૩૦]

### ધોરણ ૭.

**सृ** (સરવું)-અપ્સરસ્ (અપ્છરા).[૬]
**तिज्** (અણી કરવી)-તેજસ્ (તેજ).[૬]

## ૮. क्विप् प्रत्यय—

**चित्** (જ્ઞાન, વિચાર), **दिश्** (દિશા, બાજુ, તરફ), **भू** (હોવું તે-પૃથ્વી), **वाच्** (શબ્દ, અવાજ, વચન).

## ૩. સાધનવાચક ( કરણાર્થક ).

### १. अन—

**ધોરણ ૬.**

**चर्** (જવું)–ચરણ=પગ.[૯]

**वद्** (બોલવું)–વદન=મો.[૧૬]

**ધોરણ ૭.**

**श्रु** (સાંભળવું)–શ્રવણ=કાન.

**नी** (દોરવું)–નયન=આંખ.[૬-૮૫]

### २. त्र-इत्र—

**ધોરણ ૬.**

**पा** (પીવું)–પાત્ર,[૭-૨૫] સ્તુતિપાત્ર=પ્રશંસાપાત્ર, વખાણવા લાયક; વિશ્વાસપાત્ર.

**पू** (પવિત્ર કરવું)–પુત્ર (પૂત),[૬૫] પવિત્ર=દાભ.

**मा** (માપવું)–માત્રા[૧૦]

**यम्** (અટકાવવું)–યંત્ર (જંત્ર-જંતર).[૧૭]

**वस्** (પહેરવું)–વસ્ત્ર.[૩૫]

**क्षि** ( રહેવું )–ક્ષેત્ર (ખેતર), ક્ષેત્રફળ.[૭૩]

**राज्** (પ્રકાશવું)–રાષ્ટ્ર=દેશ.

**वद्** (બોલવું)–વાદિત્ર (વાજીંત્ર).

**ધોરણ ૭.**

**अस्** (ફેંકવું)-અસ્ત્ર.[૫૨]

**छद्** (ઢાંકવું)–છત્ર (છત્તર),[૪૩] છત્રી.[૪૩]

**मन्** (વિચારવું)–મંત્ર.[૨૨]

**शस्** (મારવું)–શસ્ત્ર.[૫૨]

**शास्** ( નિયમમાં મૂકવું )–શાસ્ત્ર.[૧૬]

**गम्** (જવું)–ગાત્ર=શરીર.

**नी** (દોરીજવું)–નેત્ર.[૨૮]

**स्तु** (વખાણવું)–સ્તોત્ર.[૬૫]

**चर्** (ફરવું)–ચરિત્ર.[૧૫]

**अन्** (ક. વા. પ્ર.), **मन्–म, म, तु** એ ક્રિયા, કર્મ, સ્થળ, ક્રિયાનું ફળ વગેરે અનેક અર્થ દેખાડે છે.

**ધોરણ. ૬**

**राज्** (રાજ્ય ચલાવવું)–રાજન્.[૫૪]

**नम्** (નમવું)–નામન્–નામ.

**कृ** (કરવું)–કર્મન્–કર્મ (કામ).[૯]

**धृ** (ધારણ કરવું)–ધર્મ.[૩૦]

**भी** (બીવું)–ભીમ.

जन् (જન્મવું)-જંતુ.[૪૪]

ધોરણ ૭.

मृ (મરવું)-મર્મન્-મર્મ.[૨૯]

जन् (જન્મવું)-જન્મન્-જન્મ, [૨૫] પુનર્જન્મ.

धा (ધારણ કરવું)-ધામન્-ધામ.[૧૫]

प्री (ચાહવું)-પ્રેમન્-પ્રેમ.[૭]

हु (હોમવું)-હોમ.[૧૯]

या (જવું)+त्रा (ક્રિ. વા. પ્ર.)=યાત્રા (જાત્રા). [૬-૧૩]

वस् (હોવું)+तु (ક. વા. પ્ર.)=વસ્તુ (વસ્ત-વસ).

## વિશેષણ બનાવનારા કૃત્પ્રત્યયો.

### ૧. વર્તમાન કૃદંત.

#### १ मान—

ધો. ૬

वृत् (હોવું)-વર્તમાન,[૪૧] વર્તમાનપત્ર.[૬]

ધો. ૭

यज् (યજ્ઞ કરવો)-યજમાન (જજમાન).[૧૮]

राज् (પ્રકાશવું)-રાજમાન=પ્રકાશતો.

वृध् (વધવું)-વર્ધમાન (વઢવાણ).[૪૩]

#### ૨. त्-अत्—

गम् (જવું)-જગત.[૬-૯]

अस् (હોવું)-સત.

जागृ (જાગવું)-જાગ્રત.[૭-૧૨]

## ૨. ભૂત કૃદંત.

### ૧. त-इत-न—

#### ધોરણ ૬.

**अस्** (ફેંકવું)-અસ્ત.[૪૭]

**तृप्** (તૃપ્ત થવું)-તૃપ્ત.

**भू** (થવું)-ભૂત (હુઓ-હતો); વક્રીભૂત;[૮૯] સાક્ષિભૂત; આદર્શભૂત; પ્રમાણભૂત=પ્રમાણ જેવા, જેનું બોલવું આધારભૂત ગણાય એવા; સાધનભૂત, દ્રવીભૂત=પીગળેલું, દયાવાળું; મૂળભૂત;[૭-૭૭] ભૂતેશ;[૭-૫૧] અદ્ભુત=અપૂર્વ, ચમત્કારી.

**सु** (જણવું)-સુત.[૯]

**गम्** (જવું)-ગત (ગયો),[૮] હસ્તગત=હાથમા રહેલું.

**मुच्** (છૂટું થવું)-મુક્ત,[૭-૮] મુક્તા,[૯] મુક્તાફળ,[૧૪] મુક્તકંઠ=છૂટો અવાજ.

**युज्** (જોડવું)-યુક્ત=લાયક, નિદ્રાયુક્ત, દોષયુક્ત, ક્ષમાયુક્ત.

**क्रुध्** (ગુસ્સેથવું)-ક્રુદ્ધ.

**शुध्** (શુદ્ધ કરવું)-શુદ્ધ.[૬]

**सिध्** (સિદ્ધ કરવું)-સિદ્ધ (સિદ્ધું, સીધું),[૮૦] સ્વતઃસિદ્ધ=પોતાની મેળેજ ફળ થાય તેવું.

**धृष्** (સાથે આવવું)-ધૃષ્ટ=નફફટ.

**पुष्** (પોષવું)-પુષ્ટ=ભરેલું, એથી ઉલટો શબ્દ અપુષ્ટ=ખાલી.

**नश्** (નાશથવો)-નષ્ટ.

**रुष्** (ગુસ્સે થવું)-રુષ્ટ (રૂઠ).

**घट्** (લાયકથવું)-ઘટિત=લાયક.

**चित्र्** (ચીતરવું)-ચિત્રિત.

**रक्ष्** (રક્ષણ કરવું)-રક્ષિત.[૫૭]

**वास्** (સુગંધલેવી)-વાસિત.[૪]

**विद्** (જાણવું, મેળવવું)-વિદિત, વિત્ત=દોલત.

**भिद्** (ભાગવું, ભીજવું)-ભિન્ન (ભીનું).[૫]

**खिद्** (દિલગીર થવું)-ખિન્ન.

**क्षि** (ક્ષય પામવો)-ક્ષીણ.

ધોરણ ૭.

**कृ** (કરવું)–કૃત, જનકૃત,[૩૬] પ્રભુકૃત,[૩૬] બહિષ્કૃત=બહાર કાઢી મુકેલો.

**गुप्** (સંતાડવું)–ગુપ્ત.

**चित्** (વિચારવું)-ચિત્ત.[૧૫]

**जि** (જિતવું)–જિત.[૩૪]

**प्री** (ખુશથવું)-પ્રીત (ખુશથએલું).[૮]

**मृ** (મરવું)–મૃત.

**लुप्** (લોપ થવો)–લુપ્ત.

**वृत्** (વળવું)–વૃત્ત.[૬૬]

**स्मि** (હસવું)-સ્મિત.[૩૨]

**मद्** (ગાંડા થવું)–મત્ત (માતો), મદમાતો; ઉન્મત્ત,[૪૪] મદોન્મત્ત.[૫૩]

**मन्** (વિચારવું)–મત.[૨]

**कम्** (ચાહવું)-કાન્ત (કંત, કંથ).[૨૮]

**भ्रम्** (ભમવું)–ભ્રાન્ત.[૫૫]

**शम्** (શાન્ત થવું)–શાન્ત.[૨૨]

**भज्** (ભાંગવું)-ભક્ત (ભાત).[૮]

**भज्** (ભજવું)–ભક્ત (ભગત).[૮]

**रंज्** (રંગવું)-રક્ત (રાતું).[૪૦]

**दा** (આપવું)-દત્ત, દત્તક.[૨૨]

**बुध्** (જાણવું)–બુદ્ધ.[૫૭]

**युध्** (લડવું)-યુદ્ધ (જુદ્ધ).[૨૬]

**वृध्** (વધવું)–વૃદ્ધ (બુઢ્ઢો, વડો).[૮]

**स्तंभ्** (અટકવું)–સ્તબ્ધ.

**इष्** (ઇચ્છવું)-ઇષ્ટ.[૪૦]

**दुष्** (ભૂલ કરવી)–દુષ્ટ.[૧૮]

**दृश्** (જોવું)–દૃષ્ટ (દીઠો).[૧૧]

**भ्रंश्** (પડવું)-ભ્રષ્ટ.[૧૧]

**मिष्** (ભીજવવું)–મિષ્ટ(મીઠું).[૨૦]

**सृज्** (સરજવું)–સૃષ્ટ.[૪]

**गुह्** (સંતાડવું)–ગૂઢ.[૬૮]

**मुह्** (મૂર્છા આવવી)–મૂઢ.

**धा** (ધરવું)–હિત,[૧] પુરોહિત=ગોર.

**अंक्** (ચિહ્ન કરવું)–અંકિત.[૭]

**कुप्** (ગુસ્સેથવું)–કુપિત=ક્રોધે ભરાએલો.

**खंड्** (ભાંગવું)–ખંડિત (ખંડિયો).[૬૯]

**गण्** (ગણવું)-ગણિત,[૨૧] અક્ષરગણિત.[૧૩]

**चक्** (આશ્ચર્ય પામવું)–ચકિત (છક),[૪૧] ચકચકિત.[૯૬]

**चल्** (ચાલવું)-ચલિત.
**जीव्** (જીવવું)-જીવિત.[૫૮]
**त्वर्** (ઉતાવળ કરવી)-ત્વરિત=ઉતાવળું.
**मिश्र्** (મેળવવું)-મિશ્રિત.
**रह्** (તજીદેવું)-રહિત.
**शुभ्** (શણગારવું)-શોભિત.[૩૪]
**सह्** (ખમવું)-સહિત=ખમેલું.[૫૮]
**स्थाप्** (બેસાડવું)-સ્થાપિત=દૃઢ.
**हृष्** (હસવું)-હૃષ્ટ=આનંદી.
**पृ, पूर्** (પૂર્ણ કરવું)-પૂર્ણ.[૨]
**लग्** (જોડવું)-લગ્ન (લાગો).[૮]
**ली** (વળગવું)-લીન.[૮]

## ૩. વિધ્યર્થક.

**य, अनीय, त्य, तव्य** એનો અર્થ યોગ્ય, **થઇ શકે એવું,** અથવા કરવાનું થાય છે.

### ધોરણ ૬.

**तुल्** (બરાબરી કરવી) તુલ્ય.[૪૯]
**निन्द्** (નિંદા કરવી)-નિંદ્ય.
**भक्ष्** (ખાવું)-ભક્ષ્ય=ખાવાલાયક.
**मान्** (માન આપવું)-માન્ય,[૧] સર્વમાન્ય.
**लक्ष्** (જોવું, તપાસવું)-લક્ષ્ય.
**शक्** (શકવું)-શક્ય.
**सह्** (સહેવું)-સહ્ય, અસહ્ય.
**भज्** (ભજવું)-ભાગ્ય,[૯] ભજનીય.
**युज्** (જોડવું)-યોગ્ય (જોગ),[૭] યથાયોગ્ય.
**विधा** (કરવું)-વિધેય.
**स्तु** (વખાણવું)-સ્તુત્ય.
**मन्** (વિચારવું)-મનનીય=બરાબર વિચાર લાયક.
**रम्** (રમવું)-રમણીય.[૨૮]

### ધોરણ ૭.

**ध्यै** (વિચારવું)-ધ્યેય=ધ્યાન કરવા લાયક; ઉદ્દેશ; અંતિમઉદ્દેશ.
**पूज्** (પૂજવું)-પૂજ્ય,[૩] પૂજ્યબુદ્ધિ,[૪૧] પૂજ્યભાવ;[૧-૧] પૂજનીય.
**रम्** (રમવું)-રમ્ય.[૨૪]
**राज्** (પ્રકાશવું)-રાજ્ય.[૨૫]

**वच्** (બોલવું)-વાચ્ય, ભાવ-વાચ્ય, વાક્ય.૮

**वध्** (કતલકરવું)-વધ્ય.

**हन्** (મારવું)-હન્ય.

**हिंस्** (હિંસા કરવી)-હિંસ્ય=જેની હિંસા કરાય તે.

**हस्** (હસવું)-હાસ્ય.

**द्रु** (ઓગળવું)-દ્રાવ્ય.

**भू** (હોવું)-ભવ્ય=ઉત્તમ; ભાવ્ય=થવાનું છે તે.

**कृ** (કરવું)-કાર્ય (કાજ, કારજ),[१] કૃત્ય,[१] કરણીય, કર્તવ્ય.૬-૧

**भृ** (ભરવું)-ભાર્યા (ભારજા).

**भृ** (ભરવું)-ભૃત્ય=ચાકર.

**वन्द्** (વંદવું)-વન્દનીય.

**वर्ण्** (વર્ણવવું)-વર્ણ્ય, વર્ણનીય.

### ૪. શીલાર્થક.

**उर-ભંગુર** (**भंज्+उर**)=ભાગી જાય એવું, બદલાઇ જાય એવું; ક્ષણભંગુર; **ભાસુર** ( **भास्+उर** )=પ્રકાશિત; **વિદુર** (**विद्+उर** )=જાણી શકે તેવો, જ્ઞાની, ડાહ્યું.

**इष्णु—સહિષ્ણુ** ( **सह्+इष्णु** )=સહન કરવા ટેવાયલું, સહનશીલ; **વર્ધિષ્ણુ** ( **वृध्+इष्णु** )=વધનાર.

---

## ગુજરાતી કૃત્પ્રત્યયો.

### ૧. ક્રિયાવાચક.

ધાતુને કેટલાક કૃત્પ્રત્યય લાગી ' કરવું તે ' એવો અર્થ બતાવે છે, તે **ક્રિયાવાચક** પ્રત્યય કહેવાય છે.

૧. **અણ-અણી-અણું** ( **सं-अन** ) પરથી—

**આંજણ** ( **આંજ+અણ** ), કહેણ, ગંઠણ, ગુંથણ, ગોઠવણ, ઘુમણ, ચલણ, જમણ, ઠેલણ, દેણ, ધોવણ, નાવણ, પાલણ, **ભરણ**,

મુંઝણ, લાંઘણ, લીપણ, લે’ણ, વહેણ, વહેંચણ, સાચવણ, સીવણ, સોપણ; કમાણી, કાપણી, કાતરણી, ખંડણી, ચેતવણી, ઝાટકણી, તાવણી, પૂરણી, ફેરણી, બાંધણી, બેસણી, માગણી, માપણી, લખણી, લગની, લાગણી, વાવણી, શિખવણી, સાચવણી, સીવણી: કટાણું, ચાવણું, છુંદણું, દળણું, ભરણું, માગણું, રાંધણું.

૨. અત—ખમત, ગમત, તપત, મળત, મૂકત, રમત, લડત.

૩. તી (सं-ति)—ગણતી, પડતી, બેસતી, ભરતી, મળતી, લગતી.

૪. આઇ—ઘડાઈ (ઘડ+આઇ), ચઢાઈ, ઠગાઈ, લખાઈ, લડાઇ, વધાઈ, સિલાઈ, સુઘરાઈ.

૫. આટ (કર્મણિ आ+ट પ્રત્યય મળી)-ઉકળાટ (ઉકળ+આટ), ગભરાટ, ગુંગળાટ, ચળકાટ, તોલાટ; કડકડાટ (કડકડ+આટ), કમકમાટ, ખડખડાટ, ખળભળાટ, ગડગડાટ, ગણગણાટ, ઝગઝગાટ, તમતમાટ, બડબડાટ, વળવળાટ, સડસડાટ; ઉકળાટો.

૬. આણ (કર્મણિ आ+अन પ્રત્યય મળી)-જોડાણ (જોડ+આણ), દબાણ, મંડાણ, મુકાણ, રહેઠાણ, રોકાણ, લખાણ, વંચાણ, છોલાણું.

૭. આપ—મેળાપ.

૮. આરો—કંપારો-કંપારી, ઘુજારો-ઘુજારી, લવારો-લવારી, ઘટારો, ચમકારો, જન્મારો, ધબકારો, મુઝારો, વર્તારો-વર્તાળો, વધારો.

૯. આવ—(પ્રેરક રૂપનો પ્રત્યય છે)-અટકાવ (અટક+આવ), ઉડાવ, ચઢાવ, જમાવ, ઠરાવ, ઢોળાવ, દેખાવ, પડાવ, બચાવ, બનાવ.

૧૦. આવટ (પ્રેરક आव+ट પ્રત્યય મળી)-બનાવટ (બન+આવટ), લખાવટ.

૧૧. **આમણ** (પ્રેરક **आव+अन** પ્રત્યય મળી થયો છે, એમાં '**व**' નો '**म**' થયો છે)–અકળામણ (અકળા+આમણ), ગભરામણ, ઘડામણ, ચીતરામણ, રંધામણ, લખામણ, વળામણ, શિખામણ, સીવડામણ; પધરામણી, પહેરામણી, વધામણી; બિઆમણું.

૧૨. **તર**—કળતર, ઘડતર, ચણતર, નડતર, ભણતર, ભરતર, મળતર, વણતર, વળતર, વાવેતર; વહીતરું–વૈતરું.

૧૩. ઈ—પૂરી (પૂર+ઈ), બોલી, છીની–છીણી (છીન+ઈ), તાવી–તવી, બંધી, કમી–કમતી (કમ+ઈ).

૧૪. **અક**—આવક (આવ+અક), જાવક, બેઠક.

૧૫. **અકી**—ડૂબકી (ડૂબ+અકી).

૧૬. **વાડ**—મંદવાડ, એઠવાડ.

૧૭. **ણુક**—વર્તણુક (વર્ત+ણુક), નીમણુક.

૧૮. **વું**—ખાવું, ઘડવું, દેવું, ભણવું, લખવું.

## ૨. કર્તૃવાચક.

૧. **નાર**—કરનાર, જાણનાર, જોનાર, યાચનાર, લખનાર, વંદનાર, વેચનાર.

૨. **કાર**—જાણકાર.

૩. **આરો**—ઠગારો, ધુતારો, લૂટારો.

૪. **અણી**—હસણી=હસનારી, ધખણી.

## ૩. સાધનવાચક.

કેટલાક પ્રત્યય ધાતુપર આવી કામ કરવાના સાહિત્યને ઓળખાવે છે, તેને સાધનવાચક પ્રત્યય કહે છે.

૧. **અણ**—પીંજણ.

૨. **અણો**—વીંજણો.

૩. **અણી**—આકણી, કાપણી, ગળણી, ટાકણી, ખાડણી, ચાળણી.

૪. **અણું**—ગળણું, ઓઢણું, ઢાકણું, ટાકણું, બિછાનું, વિંધણું, પાથરણું.

## ૪. વિશેષણ બનાવનાર.

૧. **અણું**—ધાવણું ( ધાવ+અણું ).

૨. **ઉ-આઉ**—ઉડાઉ ( ઉડ+આઉ ), કમાઉ, ખર્ચાઉ. ગળાઉ. ચરાઉ, ચઢાઉ, ટકાઉ, ભરાઉ, વેચાઉ; કાંટાખાઉ, ભાજીખાઉ.

૩. **આળ-આળુ ( सं. आल-आलु )**—ખર્ચાળ-ળુ.

૪. **એલ**—ખાધેલ, પીધેલ, રખડેલ, વણેલ.

૫. **ઇએલ**—બળિએલ ( બળ+ઇએલ ), દમિએલ, અડિએલ.

૬. **ઈતું**—માનીતું ( માન+ઈતું ).

૭. **કણો**—કરડકણો, મારકણો, વઢકણો; લડકણી.

૮. **ઉ**—ઉતારૂ ( ઉતાર+ઉ ), ખર્ચુ, ખેડુ, મારૂ.

૯. **ઐયો-ઇયો**—ગવૈયો ( ગા+ઐયો ), ઘેરૈયો, ભાગિયો, રસાઇઓ ( રસ-રસો+ઈઓ ), લડવૈયો.

૧૦. વ્યાકરણમા **કૃદંત** પ્રકરણમાં આપેલા પ્રત્યયો-દોડતું, દોડ્યુ, દોડેલું, દોડનારૂં, દોડવાનું.

---

# પૂર્વગ.

કેટલાક અવ્યય નામની, ધાતુની કે ધાતુપરથી થએલા શબ્દની પહેલાં આવે છે તે **પૂર્વગ** ( પૂર્વ=પહેલા+ગ=જનાર ) કહેવાય છે, એમાં જે ધાતુની કે ધાતુથી ઉત્પન્ન થએલા શબ્દની પૂર્વે આવે છે

તે **ઉપસર્ગ** [ ઉપ=પાસે+સર્ગ ( સૃજ્=સરજવું, ઉત્પન્ન કરવું ) ] કહેવાય છે. ઉપસર્ગ પૂર્વગજ છે, પણ બધા પૂર્વગ ઉપસર્ગ નથી.

સંસ્કૃત વ્યાકરણમાં ૨૦ અવ્યયોનેજ ઉપસર્ગ ગણ્યા છે, તે નીચે મુજબ:—

**પ્ર, પરા, અપ, સમ્, અનુ, અવ, નિસ્-નિર્, દુસ્-દુર્, વિ, આ, નિ, અધિ, અપિ, અતિ. સુ, ઉદ્, અભિ, પ્રતિ, પરિ અને ઉપ.**

કોઇ સ્થળે ઉપસર્ગ ધાતુની પહેલા આવી તેના અર્થમા ફેરફાર કરે છે. જેમ, હૃ=હરવું, લઈ જવું; પણ પ્રહાર=માર, અપહાર=લૂટ, સંહાર=નાશ, અનુહાર=નકલ, અવહાર=ચોર, નિર્હાર=બાળવા માટે મુડદું લઈ જવું તે, વિહાર=મોજશોખ, આહાર=ભક્ષ, નિહાર=ઝાકળ, ઉદ્ધાર=છૂટકો, પ્રતિહાર=દ્વારપાલ, પરિહાર=અવજ્ઞા, ઉપહાર=ભેટ.

કોઇક સ્થળે ધાતુના અર્થને અનુસરે છે. જેમ, અનુકરણ એમા ઉપસર્ગ ધાતુના અર્થને અનુસરે છે; અને કોઇકિ સ્થળે તેના અર્થમાં વધારો કરે છે. જેમ, પ્રતાપ=ઘણો તાપ.

---

# સંસ્કૃત ઉપસર્ગ.

## ૧. प्र આગળ; શ્રેષ્ઠ; વિશેષ; ઉત્પત્તિ.

**ધોરણ ૬—પ્રવાહ**=આગળ વહેવું તે;[૪૦] **પ્રભુ**=શ્રેષ્ઠ હોનાર,[૯] **પ્રતાપ**=વિશેષ તાપ;[૫૫] **પ્રપિતા**=બાપનો બાપ. પ્રકાશ,[૧૩] પ્રકાશિત;[૮૪] પ્રકૃતિ;[૪૮] પ્રકોપ;[૬૪] પ્રખ્યાતિ;[૫૫] પ્રચલિત=ચાલતું આવેલું: પ્રજા;[૭૨] પ્રજ્ઞા=બુદ્ધિ; પ્રણિપાત ( **प्र+नि+पात** )=નમસ્કાર; પ્રદક્ષિણા;[૯૬] પ્રદર્શન; પ્રફુલ્લ;[૭] પ્રભાવ=પ્રતાપ, તેજ, શક્તિ; પ્રમાણ;[૪૧] પ્રમુખ;[૧૪] પ્રયત્ન;[૧૮] યુક્તિપ્રયુક્તિ; પ્રયોગ;[૮૧] પ્રયોજન=હેતુ; પ્રવૃત્ત—

રોકાયલું. પ્રશંસા,[૬૩] પ્રશંસાપત્ર; પ્રશસ્તિ=પ્રશંસાવાચક કાવ્ય; પ્રશસ્ય=સ્તુત્ય; પ્રસન્ન.[૯] પ્રસિદ્ધ;[૧૯] પ્રસ્તાવના; પ્રહ્લાદ ( **प्रह्लाद्**= અતિશય આનંદ પામવું ); પ્રાણ ( પરાણ, પરાણે)·[૧૮] પ્રાર્થના,[૩૦] પ્રામ [૫૬] પ્રેક્ષક=જોનાર પ્રોત્સાહક ( પ્ર+ઉત્સાહક ).

**ધોરણ ૭**—પ્રકરણ=ચાલતી વાત, હકીકત; પ્રકર્ષ,[૮૦] પ્રકાર [૩૪] પ્રગતિ=ઉદય; પ્રચંડ,[૭૦] પ્રચાર:[૧૩] પ્રજ્વલિત=તેજસ્વી; પ્રણામ,[૬૦] પ્રદેશ;[૨૦] પ્રદ્યોત;[૬૧] પ્રધાન;[૧૮] પ્રફુલ્લિત, પ્રબંધ,[૬૩] પ્રભા,[૩] પ્રભાત;[૭] પ્રમદા=ઘણા મદવાળી સ્ત્રી; પ્રમાદ;[૬૦] પ્રયાસ,[૨૫] પ્રલય,[૩] પ્રલાપ= શોકથી જે વિહ્વળ ભાષણ તે; પ્રવર્તક,[૫૯] પ્રવાસ;[૧૮] પ્રવાસી,[૨૪] પ્રવાહી,[૭૮] પ્રવૃત્તિ=ઉદ્યોગ; પ્રવેશ,[૪૧] પ્રવેશિકા, પ્રસંગ[૯] પ્રસરણ;[૮૧] પ્રસાદ;[૧૧] પ્રસાર;[૫૯] પ્રહાર;[૮૨] પ્રાચી,[૪૦] પ્રાપ્તિ,[૨૭] ફલપ્રાપ્તિ; પ્રારબ્ધ ( પ્રાલબ્ધ );[૩૯] પ્રેક્ષાગૃહ ( **प्रेक्ष्**=જોવું )=આકાશનું નિરીક્ષણ કરવા માટે બાંધેલુ ગૃહ; પ્રેરણા;[૧૨] પ્રોત્સાહન=ઉત્તેજન; પ્રૌઢ[૧૯]

## ૨. परा પાછું; તરફ; ઉલટુ.

**ધોરણ ૬—પરાવર્તન**=પાછું વળવું તે.[૮૭] **પરાક્રમ**=તરફ ડગલા ભરવા તે=બહાદુરી;[૩] પરાક્રમી;[૧૪] પરાભવ=હાર, પરાસ્ત=હારેલુ.

**ધોરણ ૭—પરાજય**=જયથી ઉલટું-હાર,[૩૪] પરાયણ=તરફ જવું તે-અત્યંત આસક્તિ.[૪૯]

## ૩. अप ખરાબ; ઉલટું.

**ધોરણ ૬—અપભ્રંશ**=ખરાબ પડવું તે;[૬] **અપમાન**=માનથી ઉલટું;[૪૯] અપકાર; અપચિહ્ન=ખરાબ ચિહ્ન, અપયશ, અપરાધ,[૭] અપરાધી;[૭] અપાદાન; અપાગ (અપંગ).[૧૯]

**ધોરણ ૭**—અપકૃત્ય; અપવાદ,[૮૮] અપવાદરૂપ; અપશબ્દ;[૩૫] અપશુકન.[૫૦]

## ૪. सम् સાથે; સુંદરરીતે; બિલકુલ.

**ધોરણ ૬—સંગમ**=સાથે જવું તે,[૬૨] **સંસ્કૃત**=સુંદર કરેલ,[૫] **સંરક્ષણ**=બિલકુલ રક્ષણ[૫૧] સંકોચ,[૭૭] સંક્ષેપ;[૬] સતત (**सम्+तन्**=ખેંચવું+**त**)=હંમેશનું, ચાલુ: સંતાન (**तन्**=વિસ્તાર પામવો)=છોકરાછૈયા. સંતુષ્ટ=સંતોષી, તૃપ્ત, સંતોષ,[૩૦] સંદિગ્ધ=અચોકસ: સંદેશ;[૬૨] સંધાન (સાંધણ),[૨૩] સંધિ (સાંધો).[૫૬] સંધ્યા (સાઝ, સાંજ),[૯૮] સંપૂર્ણ;[૧૮] સંબંધ;[૫] સંભવ,[૮૨] સંભાવિત;[૧૫] સંમતિ,[૫૫] સંયોગ (સંજોગ).[૮૫] સંરક્ષિત, સંસર્ગ,[૮૫] સંસાર.[૭] **સંસ્કાર** (સંકાર);[૫] સંસ્થાન;[૧૪] સમર્પિત (**सम्+अर्पित**)=વિધિપૂર્વક આપેલું; સમાગમ;[૯૧] સમૃદ્ધિ;[૫૫] સમ્રાજ;[૬૦] સામ્રાજ્ય.[૬૦]

**ધોરણ ૭**—સંકલના,[૬૩] સંકલ્પ.[૩૯] સંકોચન;[૯૭] સંક્રમણ;[૯૪] સંક્રાન્ત=દાખલ થએલું. સંક્ષિપ્ત=ટૂંકું કરેલું, સંખ્યા,[૩૧] સંગ,[૧] સંગતિ (સંગત);[૧૪] સંગીત;[૪૩] સંગ્રહ (સંઘરો);[૧૩] સંગ્રામ.[૪૦] સંઘ;[૬૦] સંઘાત (સંગાથ);[૮] સંચય,[૭૬] સંજ્ઞા;[૨૦] સંજીવિની=મુઆને જીવતા કરનારી વિદ્યા; સંનતિ,[૭] સંતાપ,[૮] સંદેહ,[૨૭] સંન્યાસ;[૫૯] સંપત્તિ;[૧૫] સંપન્ન=યુક્ત; ગુણસંપન્ન; સંપાત;[૬૬] સંપાદન;[૫૯] સંપ્રદાય;[૧૮] સંભાવના=પ્રતિષ્ઠા; સંભ્રમ=ગભરાટ: સંભાષણ,[૨૧] સંમાન=પુષ્કળમાન (સન્માન=સારૂં માન): સંમુખ=સામુ (સન્મુખ=સારૂં છે મુખ જેનું એવો);[૬૮] સંયમ;[૬૦] સંયુક્ત;[૪૫] સંવાદ=વાદવિવાદ: સંશય;[૨] સંશોધક; સંશોધન;[૨] સંસ્થા=સભા; સંહાર (સંઘાર),[૬૫] સંહિતા;[૨] સમક્ષ;[૩૮] સમય,[૩૧] સમર્થ;[૨] એથી ઉલટો શબ્દ અસમર્થ; સમાચાર=ખબર; સમાધાન;[૫૯] સમાધિ;[૬૫] સમાપ્ત;[૨] સમાપ્તિ;[૫૮] સમાવેશ;[૪] સમુદાય.[૭૨] સમૂહ=જથ્થો.[૭૨]

### ૫. अनु પાછળ; સાથે; મળતું.

**ધોરણ ૬—અનુભવ**=પાછળ થવું તે.[૫૮] **અનુનાસિક**=નાક-સાથે-નાકમાથી બોલાતા વ્યંજન; **અનુરૂપ**=મળતું રૂપ;[૧૪] અનુકરણ,[૧૪] અનુકરણીય=દાખલો લેવા યોગ્ય: અનુકૂળ;[૪૪] એથી ઉલટો શબ્દ પ્રતિકૂળ; અનુક્રમ;[૫૪] અનુમાન;[૬૬] અનુસાર (અણસારે-અણસારો);[૧૬] અનુગ્રહ=શાપમાં કૃપા કરી તેનું નિવારણ કરવું તે, સ્વીકાર; અનુચર=ચાકર; અનુજ્ઞા=રજા; અનુયાયી=પાછળ જનાર, અનુસરનાર, ચાકર.

ધોરણ ૭—અનુપ્રાસ=એકનાએક વર્ણનુ વારંવાર આવવું તે; અનુરક્ત=આસક્ત; અનુવાદ=ભાષાન્તર.

### ૬. अव નીચે; નઠારૂં.

**ધોરણ ૬—અવલોકન**=નીચે જોવું તે;[૧૫] **અવગણના**=નઠારી ગણના;[૯૮] અવકાશ;[૭૬] અવસ્થા.[૪૦]

**ધોરણ ૭**—અવજ્ઞા=અપમાન; અવતાર (ઓઆરો-ઓવારો);[૩૩] અવધિ (અવધ);[૨૮] અવનતિ=પડતી, એથી ઉલટો શબ્દ ઉન્નતિ=ચઢતી; અવશિષ્ટ=શેષ, બાકી; અવશેષ;[૯૮] અવસર.[૩૬]

### ૭. निम्, निर् નહિ; બહાર; નક્કી.

'**निम्**' ની પછી ઘોષાક્ષર આવે, તો '**निस्**' નું '**निर्**' થાય છે.

**ધોરણ ૬—નિરંકુશ**=અંકુશ વિના;[૩] **નિર્ગત**=બહાર ગએલું=શક્તિ વગરનો;[૪૪] નિશ્ચય=નક્કી કરવું તે-ઠરાવ;[૬૨] નિરર્થક=નકામું, અર્થ-પ્રયોજન વિનાનું; નિરાકરણ=કાઢીમૂકવું તે, ફેંસલો; નિરીક્ષક;[૯૭] નિરીક્ષા (નીરખ);[૮૧] નિર્જીવ; નિર્ધન; નિર્બળ એથી ઉલટો શબ્દ સબળ; નિર્વિઘ્ન.[૭]

**ધોરણ ૭**—નિરંજન;[૩૩] નિરાશ્રય; નિરાહાર ( નિઃ+આહાર ); નિરીક્ષણ;[૨] નિરુત્તર=જવાબ દેવાય નહિ એવો; નિર્ગમન;[૮] નિર્ણય;[૯૬] નિર્ણીત=ઠરાવેલું, નક્કી; નિર્ધાર,[૨૭] નિર્ભય; નિર્માણ; નિર્મિત=નિર્માણ કરેલું; નિર્મોહી;[૪૪] નિર્વાણ;[૫૯] નિર્વાહ;[૪] નિષ્કંટક=કાંટા વગરનું; નિષ્પક્ષપાત;[૯] નિશ્રેણી (નીસરણી); નિઃસીમ; નિઃસ્વાર્થી.

## ૮. दुस्, दुर् નઠારૂં; મુશ્કેલીથી.

**ધોરણ ૬**—**દુર્જન**=નઠારા માણસ, એથી ઉલટો શબ્દ સજ્જન; **દુર્લભ**=મુશ્કેલીથી મેળવાય તેવું;[૩] એથી ઉલટો શબ્દ સુલભ; દુરાચરણ; દુર્ગ=પહાડી કિલ્લો; દુર્વચન; દુર્વિનય=અનીતિ· દુષ્કાળ ( ડકાળ )[૧] એથી ઉલટો શબ્દ સુકાળ.

**ધોરણ ૭**—દુરાગ્રહ=હઠીલાઇ; દુરુપયોગ. દુર્નીતિ; દુર્બુદ્ધિ; દુર્લક્ષ=લક્ષ-ધ્યાન આપતું ન હોય તેવું; દુર્વ્યય=ખોટો ખર્ચ. દુષ્કૃત્ય; દુઃસંગ.

## ૯. वि વિશેષ; ઉલટું; વિના.

**ધોરણ ૬**—**વિકરાલ**=વિશેષ ભયંકર;[૨૦] **વિયોગ** (વિજોગ)=મેળાપથી ઉલટું;[૪૧] **વિધવા**=ધણી વિનાની;[૫૬] વિકલ;[૪૩] વિકાર;[૭૮] વિકાસ=ખીલવણી; વિખ્યાત;[૩૯] વિગ્રહ;[૫૭] વિચાર;[૭૯] વિચિત્ર;[૯૫] વિજય; વિદ્યુત્;[૯૦] વિધાતા;[૩] વિધેય, વિધ્યર્થ; વિનતિ ( વિનંતી );[૭] વિનાશ;[૩૪] વિપત્તિ ( વિપત ).[૨૯] વિપરીત;[૩૪] વિભાગ;[૧૦] વિભૂતિ=ઐશ્વર્ય, સંપત્તિ; વિમુક્ત=છૂટા; વિરંગી;[૮૪] વિરુદ્ધ;[૪૯] વિરૂપ (વરવો);[૪૩] વિરોધ,[૪૯] વિલક્ષણ;[૯૬] વિશુદ્ધિ; વિશેષ;[૮૬] વિશ્રામ; વિષમ (વસમું);[૧૨] વિસ્તર (ગ્રંથનો વિસ્તાર); વિસ્તાર (પટનો);[૭૩] વ્યવસ્થા·[૧૨] વ્યાકરણ;[૬] વ્યાધિ;[૧૨] વ્યાયામ=કસરત; વ્યુત્પત્તિ.

**ધોરણ ૭**—વિગત;[૫૨] વિઘ્ન;[૨૫] વિચારક=વિચાર કરનાર: વિજ્ઞાન; વિતર્ક;[૪૦] વિદેશ;[૪૦] વિધિ;[૪૭] વિધવિધ;[૩૬] વિનય;[૧૪] વિનીત;[૬૦] વિનોદ=આનંદ. વિફલ; વિભવ.[૩] વૈભવ[૪૯] વિભુ[૩] વિરક્ત;[૮] વિરહ;[૨૮] વિરહિણી:[૨૮] વિરાગ=અસંતોષ; વિરાજમાન (બિરાજમાન):[૪૧] વિરામ,[૪૯] વિલંબ[૬૨] વિલાપ:[૨૮] વિલાસ;[૬૦] વિવરણ;[૨] વિવાદ,[૬૫] નિર્વિવાદ; વાદવિવાદ;[૩૮] વિવાહ.[૨] વિવિધ[૭૮] વિવેક;[૧] વિવેચન;[૨] વિશ્વાસ,[૧૦] વિશ્વાસુ:[૫૬] વિસ્તીર્ણ,[૭૨] વિસ્તૃત, વિસ્મય,[૨૧] વિસ્મિત;[૬] વિહાર:[૪૧] વિહ્વળ=ગભરાએલું; વ્યક્તિ (વિગત);[૫૮] વ્યતીત=પસાર કરેલું, વ્યય=ખર્ચ, વ્યવસ્થાપક=કામની ગોઠવણ કરનાર; વ્યવસ્થિત=ગોઠવેલું; વ્યવહાર (વહેવાર);[૩૭] વ્યસન;[૩૧] વ્યાખ્યા;[૭૬] વ્યાપક;[૩૩] વ્યાપી;[૨૯] વ્યામ=ફેલાએલું.

## ૧૦. आ મર્યાદા; ઉલટું.

**ધોરણ ૬**—**આકાર**=મર્યાદા કરનાર; ૧૦ **આયાત**=ગએલાથી ઉલટું-આવેલું,[૭૪] આકર્ષણ:[૮૧] આકાશ;[૧૦] આકૃતિ,[૮૯] આક્ષેપ=દુષણ; આગતાસ્વાગતા.[૭૪] આગ્રહ,[૪૫] આચમન;[૧૩] આચરણ.[૧૪] આચાર્ય;[૪૫] આજ્ઞા (આ-યા-આણ);[૧૮] આદેશ=આજ્ઞા; આધાર;[૫૬] આનંદ;[૧૮] આપત્તિ;[૧૮] આભાસ=અજવાળું, તેજ. આભૂષણ,[૬૦] આરંભ,[૭૦] આરૂઢ=ચઢેલું, બેઠેલું; આશય=અભિપ્રાય, ઇરાદો, મતલબ; આશ્રમ;[૪૧] આશ્રય (આશરો).[૬૨] આશ્રિત;[૫૦] આસક્ત=પ્રેમમા પડેલું; આશ્વાસન=ધીરજ આપવી તે.

**ધોરણ ૭**—આકર્ષક=મનને ખેંચે-હરે એવું, આકર્ષણ કરનાર; આકાંક્ષા;[૭૧] આક્રંદ=રડારોળ; આખ્યાન.[૨૮] આઘાત=પ્રહાર; આચાર,[૧૨] આજીવિકા;[૧૩] આદર્શ;[૪૦] આપદા;[૫૩] આબાલવૃદ્ધ=બાળકથી વૃદ્ધપર્યન્ત; આભાર;[૧૪] આમંત્રણ;[૧૧] આયાસ;[૪] આરા-

ધના;[૨૬] આરામ;[૪૯] આલિંગન;[૩૨] આવાસ (અવાસ)=રહેવાનું સ્થળ; આવૃત્તિ; આવૃષ્ટિ;[૪૫] આવેશ,[૩૩] આસ્થા;[૩૯] આહાર,[૫] આહુતિ.[૬૫]

## ૧૧. नि માંહે; પાછળ; વિના.

**ધોરણ ૬—નિવાસ**=જેમાં વસે તે, રહેઠાણ. **નિદાન**=રોગની બધી પરીક્ષા કર્યા પછી જે અભિપ્રાય આપવો તે, **નિરોગી**=રોગ વિનાનો. નિડર=નિર્ભય, છાતીવાળું, બહાદુર; નિનાદ=સ્વર, નિમંત્રણ, નિયમ (નીમ-નેમ);[૧૧] નિયમિત,[૧૧] નિવૃત્તિ;[૪૯] નિવેદન,[૨૩] ન્યાય,[૪૬]

**ધોરણ ૭**—નિગ્રહ,[૫૮] નિજ;[૩૨] નિદ્રા;[૩૧] નિધાન,[૨૭] કરુણાનિધાન;[૫૧] નિબંધ;[૩૭] નિમિત્ત (નિમિત-નિમત),[૫૦] નિયમન, અભિનિયમન,[૫૫] નિયંતા,[૧૨] નિરૂપણ;[૨] નિવાર=અટકાવ, રોક: નિવારણ,[૨૧] નિશ્વાસ (નિસાસો), નિષ્ઠા;[૨૯] કર્તવ્યનિષ્ઠા. નિષ્ઠુર (નઠોર)=ક્રૂર, ઘાતકી, કઠણ; નૈવેદ્ય (નિવેદ).[૨૨]

## ૧૨. अधि ઉપર.

**ધોરણ ૬--અધિરાજ**=ઉપર પ્રકાશનાર, રાજા;[૩૯]અધિપતિ.[૫૮]

**ધોરણ ૭--અધિકાર**;[૧] અધ્યયન;[૨૬] અધ્યાપન,[૫૭] અધ્યાપક=પ્રોફેસર; અધ્યાય (અધ્યો).[૨]

## ૧૩. अपि ઉપર.

**અપિધાન** ( **अपि+धा+अन** )=ઉપર ધારણ કરવાનું-ઢાંકણું; વસ્ત્ર. '**અપિધાન**'નો 'અ' છોડી જઇ '**પિધાન**' શબ્દ પણ થાય છે.

## ૧૪. अति ઘણું: પેલી તરફ.

ધોરણ ૬--અતિઘોર=ઘણુ ભયંકર;[૬૪] અતીન્દ્રિય=ઇન્દ્રિયને અગોચર; અતિતીવ્ર, અતિમૃદુ, અતિશય.[૭૦]

## ૧૫. सु સારૂં; સહેલાઇથી; ઘણું.

ધોરણ ૬--સુકૃત=સારૂં કરેલું;[૪૧] સુકુમાર=ઘણું કોમળ;[૪૩] સુલભ (સહેલું)=સહેલથી મેળવી શકાય એવું;[૭-૩૯] સુકાલ, સુકેસરી: સુગમ, સુપ્રસિદ્ધ=વિખ્યાત: સુબુદ્ધિ સુવ્યવસ્થિત. સુસ્વર.[૫૪]

ધોરણ ૭--સુજ્ઞાન (સુજાણુ),[૧૫] સુદઢ સુધી (ધી=બુદ્ધિ) =સારી બુદ્ધિવાળો પુરુષ, પંડિત. સુભટ=સારો યોદ્ધો, સુરક્ષિત;[૭૨] સુવર્ણ;[૧૯] સુશીલ;[૧૪] સ્વસ્તિ.[૨૪]

'सु' નું અપભ્રંશરૂપ 'स' થાય છે. સભર=ઘણું ભરેલું;[૬૮] સપૂત=સારો છોકરો.

## ૧૬. उद् ઊંચે; બહાર; ઉલટું.

ધોરણ ૬—ઉત્કંઠા=ઊંચી ડોક થવી-આતુરતા;[૪૧] ઉત્પત્તિ=બહાર પડવું, પેદા થવું;[૨૫] ઉત્થાપન (ઉથાપન)=સ્થાપનથી ઉલટું, ઉઠાવવું; ઉચ્ચાર;[૬] ઉત્તમ;[૧૦] ઉત્તેજન;[૬૨] ઉત્પન્ન (ઉપનો);[૭૮] ઉત્પાત;[૨૧] ઉદ્દેશ;[૭] ઉદ્ભિદ;[૫૪] ઉદ્યોગ.[૫૫]

ધોરણ ૭—ઉચ્ચાલન;[૭૭] ઉચ્છૃંખલ (उद्+शृंखला=સાંકળ)=મરજી પ્રમાણે ચાલનાર; ઉત્કૃષ્ટ;[૨૦] ઉત્ખાત;[૯૮] ઉત્તર;[૧૧] ઉત્તેજક;[૨૦] ઉત્પાદન;[૪] ઉત્સવ (ઓચ્છવ);[૧૧] ઉત્સાહ (ઉચ્છાહ);[૧૨] એથી ઉલટો શબ્દ નિરુત્સાહ; ઉદાહરણ;[૪] ઉદ્ગાર (ઓડકાર);[૪૩] ઉદ્ધાર (ઓદ્ધાર);[૧૨] ઉદ્યમ (ઉજમ);[૧૯] ઉદ્વેગ (ઉદરાવો);[૧૧] ઉન્નત=ઉચ્ચ, પ્રૌઢ; ઉન્નતિ;[૧૨] ઉન્માર્ગ=ઉલટો રસ્તો; ઉલ્લંઘન.[૩૮]

## ૧૭. अभि તરફ, પાસે, ઘણું.

**ધોરણ ૬—અભિષેક**=તરફ છાંટવું;[૨] **અભ્યાગત**=પાસે આવેલો, અતિથિ; અભિમાન=ઘણું માન;[૩૪] એથી ઉલટો શબ્દ નિરભિમાન=અભિમાનથી છૂટા હોવું તે; અભિનંદન=મુબારકબાદી, સંતોષ; અભિલાષા=ઇચ્છા; અભિવંદન=નમસ્કાર; અભ્યાસ.[૮૬]

**ધોરણ ૭**—અભિપ્રાય; અભિષિક્ત=જેને રાજ્યાભિષેક થયો છે તે. અભ્યંતર ( અભિ+અંતર )=હૃદયમા.

## ૧૮. प्रति ઉલટું; તરફ; દરેક.

**ધોરણ ૬—પ્રતિબિંબ**=બિંબથી ઉલટું, આરસીમા પડે છે તેવો પડછાયો;[૮૮] **પ્રતિગમન**=તરફ જવું; **પ્રતિક્ષણ**=દરેકક્ષણ;[૭-૪૧] પ્રતિકાર,[૪૯] પ્રતિનિધિ=વકીલ, પ્રતિપાલન=રક્ષણ; પ્રતિપ્રિય;[૪૯] પ્રતિફલિત=જેનો પડછાયો પડે છે તે; પ્રતિભા=અપૂર્વ બુદ્ધિ, પૂર્વે જોઈ ન હોય તેવી બુદ્ધિ; પ્રતિશબ્દ=સામો શબ્દ, પડઘો; પ્રતિષ્ઠિત.[૧૦]

**ધોરણ ૭**—પ્રતિકૂળ; પ્રતિગ્રહ=સ્વીકાર, પ્રતિજ્ઞા,[૧૩] પ્રતિપક્ષી=હરીફ. પ્રતિપાદન,[૩૮] પ્રતિબળ, પ્રતિમા;[૮૩] પ્રતિરૂપ,[૮૩] પ્રાતરોધ;[૭૨] પ્રતિષ્ઠા;[૧૪] પ્રતિસ્પર્ધી=હરીફ; પ્રતિહાર=દ્વારપાળ.

## ૧૯. परि ચારેતરફ; ઘણું.

**ધોરણ ૬—પરિક્રમણ**=ચોતરફ ફરવું તે;[૪૧] **પરિતાપ**=ઘણો તાપ;[૪] પરિચય;[૧૫] પરિચારક=સેવક, પરિચારિકા=સેવિકા, પરિચ્છેદ=વિભાગ, અધ્યાય; પરિણામ;[૫૨] પરિમાણ;[૭૨] પરિમિત=ગણ્યાંગાંઠા, એથી ઉલટો શબ્દ અપરિમિત=મપાય નહિ એટલાં, પુષ્કળ; પરિશ્રમ; પરિસરણ=બધી તરફ ફરી વળવું તે; પરિસીમા=હદ, પરીક્ષા ( પરખ, પારખ ).[૧૪]

**ધોરણ ૭**—પરિક્ષીણ=છેક સુકાઇ ગએલું; પરિધ;[૨] પરિચિત=જાણેલું, ઓળખીતું; એથી ઉલટો શબ્દ અપરિચિત; પરિત્યાગ=તજીદેવું તે; પરિધાન (પહેરણ). પરિપક્વ;[૨૦] પરિપૂર્ણ;[૨૫] પરિભવ,[૫૫] પરિવર્તન=ફેરફાર; પરિશીલન=વારંવાર મુલાકાત લેવી તે, પરિશ્રમશીલ=મહેનતુ છે સ્વભાવ જેનો એવો; પરિગ્રહ;[૫૯] પરિસ્થિતિ=આસપાસની સ્થિતિ, વાતાવરણ.

### ૨૦. ઉપ પાસે; નાનું.

**ધોરણ ૬**—**ઉપસર્ગ**=પાસે જવું-ધાતુ કે ધાતુથી ઉત્પન્ન થએલા શબ્દોની પૂર્વે આવનાર; **ઉપસાગર**=નાનો સમુદ્ર,[૫૧] ઉપકાર.[૫૦] ઉપચાર=દવાદારુ, ઔષધ; બોધ-ઉપદેશ;[૧૬] ઉપદ્રવ,[૭] ઉપભોગ;[૧૬] ઉપમા,[૧૭] ઉપવાસ (અપવાસ, અપ્પાસ).[૪૩] ઉપાધિ;[૭૮] ઉપાય;[૧૨] ઉપાર્જન=મેળવવું; ઉપાસના=સેવા; ઉપસ્થિત=પ્રાપ્ત, મેળવેલું, લાવેલું.

**ધોરણ ૭**—ઉપકારી,[૫૩] ઉપનયન=જનોઈ; ઉપવીત=જનોઇ, યજ્ઞોપવીત (યજ્ઞ+ઉપવીત)=જનોઇ, યજ્ઞસૂત્ર; ઉપગ્રહ; ઉપમહન્ત=મહન્તથી ઉતરતા દરજ્જાનો; ઉપયોગ;[૧] ઉપસંહાર=સમેટવું તે, સાર, સંક્ષેપ; ઉપાધ્યાય=આચાર્ય, ગુરુ.

---

## ઉપસર્ગ સિવાયના પૂર્વગો.

ઉપસર્ગમાં નહિ ગણાતા પણ ગુજરાતીમાં વપરાતા નીચેના સંસ્કૃત પૂર્વગો છે.

અ કે અન્, ન, અમા, કુ, શ્રત્, તિરસ્, અલમ્, નમસ્, ધિક્, સાક્ષાત્, ચિરમ્, મિથ્યા, અંતર્, પર, પરમ, પુનર્, સ કે સહ, સત્, સ્વ, સ્વયમ્, વગેરે. કેટલાંક પૂર્વગોથી સમાસ બને છે.

**अ નહિ:**—ધોરણ ૬—અઘોષ ( અવાજ વિનાનું ), અઘોર ( ઘણું ભયંકર ),૭૩ અજાણ્યુ, અજિત,૬૩ અજ્ઞાન ( અજાણ ),૧૧ અન્યાય, અનિશ્ચિત,૧૧ અપારદર્શક,૮૭ અબલા,૬૪ અભાગીડ, અભાગણી, અલોપ,૫૬ અવિચલ,૧૬ અવિવેક, અસાધ્ય, અસ્થિર.

ધોરણ ૭—અક્ષય ( આખું ),૬૪ અક્ષય્ય=ક્ષય થઇ ન શકે એવું, અખંડ,૭૪ અખાત,૨૬ અગમ્ય ( અગમ ),૪૮ અગાધ,૪૧ અછત, અજ્ઞાત,૫૨ અડગ, અદ્વિતીય=જેના જેવો બીજો નથી એવો, અદૃશ્ય, અદૃષ્ટ, અદ્રાવ્ય,૮૮ અનાથ, અનીતિમાન્, અપૂર્ણ,૩૮ અપ્રકટિત, અપ્રિય,૩૮ અફળ,૨૭ અભાગી, અભાવ,૮ અમાપ, અમિત=મપાય નહિ તેટલું, પુષ્કળ; અવર્ણ્ય,૪૧ અવધ્ય=વધ કરવા અયોગ્ય, અગ્રાહક,૮૫ અવિનાશ=જેને વિનાશ-અંત નથી એવા પ્રભુના, અવિચ્છિન્ન=અટક્યાવગર, અવિભાજ્ય,૮૭ અવ્યવસ્થા, અશાન્ત, અશાન્તિ, અશાસ્ત્રીય, અશુદ્ધ, અસંત, અસંભવિત, અસ્થિર.

**अन् નહિ**:—ધો. ૬—અનર્થ ( અન્+અર્થ ), અનારોગ્ય,૧૨ અનુચિત.૯ **ધો.** ૭-અનાદર, અનિષ્ટ,૪૫ અનુપમ=જેની બરોબરી કોઇ ન કરી શકે એવું, અનૃત.૧૫

સંસ્કૃત **अन्** પૂર્વગ પરથી પ્રાકૃતમાં **અણ** પૂર્વગ થયો છે.

**અણ**=નહિ:—અણકમાઉ, અણકસબી, અણગમતું, અણઘડ, અણછતું, અણજુગતું, અણડેવાયલું, અણદીઠ, અણમાહિતી, અણરાગ, અણવાકેફ, અણવીંધ્યું, અણવિશ્વાસ, અણસરજ્યું.

વ્યંજનથી શરૂ થતા શબ્દની પહેલાં **अ**, અને સ્વરથી શરૂ થતા શબ્દ પહેલા **अन्** પૂર્વગ આવે છે. **અણ** પૂર્વગતો ઘણુંકરીને વ્યંજનની પહેલાં મૂકાય છે.

**न નહિ:**—નપુંસક=પુરુષ નહિ તે, નાન્યતર, નાસ્તિક.૭-૧૨

**अमा સાથે, પાસે:**—અમાત્ય=રાજા સાથે રહેનાર, પ્રધાન, મંત્રી, સલાહકાર; અમાવાસ્યા ( અમાસ )–( અમા=સાથે+વસ્=વસવું+યા )=જે તિથિએ સૂર્ય અને ચંદ્ર સાથે એક ક્ષિતિજમા આવ્યા હોય તે તિથિ, મહીનાની છેલ્લી તિથિ.

**कु નઠારૂં:**—ધો. ૬–કુપાત્ર,[૩૮] કુગ્રામ ધો. ૭–કુકર્મ, કુતર્ક, કુદૃષ્ટિ, કુધારો, કુબોધ, કુલક્ષણ, કુવાક્ય, કુવાસના, કુસંગ.[૧૫]

कु નું અપભ્રંશરૂપ **क** થાય છે–કઢોડું=મુશ્કેલ, કજાત, કપૂત, કભારજા, કમન,[૭–૧૩] કમોત,[૬–૩૨] કવખત, કવેળા, કસુવાવડ.

**श्रत्:**—શ્રદ્ધા (શ્રત્+ધા=ભરોસો રાખવો+આ)=ભરોસો, વિશ્વાસ; ભક્તિ.[૭–૯] શ્રદ્ધાલુ ( શ્રદ્ધા+આલુ )=વિશ્વાસુ. શ્રાદ્ધ ( શ્રદ્ધા+અ )= દેવ, પિતૃનિમિત્ત શ્રદ્ધાથી કરવાનું કર્મ.

**अलम्+कृ શણગારવું:**—અલંકાર=શણગાર, ભૂષણ, ઘરેણું, કવિતામા ઉપમા વગેરે દર્શાવનાર અલંકાર. અલંકૃત=શણગારેલું; આલંકૃત; અલંકૃતિ.

**तिरस्+कृ ધિક્કારવું.**—તિરસ્કાર=ધિક્કાર, નિંદા.[૬–૧૪]

**नमस्+कृ નમવું:**—નમસ્કાર=નમન કરવું;[૬–૩૩] નમસ્કૃતિ.

**धिक्+कृ ધિક્કારવું:**—ધિક્કાર.

**साक्षात्+कृ નજરોનજર કરવું:**—સાક્ષાત્કાર.

**स्व+कृ કબુલરાખવું:**—સ્વીકાર્ય=સ્વીકારવાયોગ્ય, સ્વીકાર.

**चिरम् લાંબોકાળ:**—ચિરકાળ, ચિરંજીવી=દીર્ઘાયુ.

**मिथ्या જુઠું:**—મિથ્યાવાદ, મિથ્યાવાદી, મિથ્યાભિમાની.

**अंतर् માંહે.**–ધો. ૬—અંતર્ગોળ,[૯૫] અંતર્યામી ( અંતર જામી ,[૯] અંતર્લાપિકા.[૧૧] ધો. ૭—અંતઃકરણ,[૧૪] અંતઃપુર.[૬૩]

**पर પારકું; બીજું; મોટું; દૂર:**–ધો. ૬—પરદેશ,[૧૩]

પરપ્રકાશક,[૮૭] પરરાજ્ય,[૫૯] પરલોક,[૫૦] પરોક્ષ,[૯૫] ધો. ૭--પરધર્મ,[૭] પરસ્ત્રી,[૫૯] પરબ્રહ્મ,[૨૬] પરવશ.

**परम સૌથી શ્રેષ્ઠ**:--પરમેશ્વર,[૬-૧] પરમપદ, પરમપ્રિય.

**पुनर् ફરીથી**:--પુનર્જન્મ,[૭-૧૬] પુનર્મનન, પુનર્લગ્ન.

**स, सह સાથે, સરખું**:--સકારણ, સચોટ, સધવા; સહગમન, સહચાર=સોબત, સહવાસ, સહાય;[૬-૩૯] સહોદર=ભાઇબેન, સહોદરા=સરખા ઉદરવાળી, સગી બેન.

**सत् સારૂં**:--સજ્જન, સત્કાર, સત્કાળ, સત્પ્રયત્ન, સત્સંગ, સદાચરણી, સદુપયોગ, સદ્‌ગુણ, સદ્ધર્મ, સદ્‌ભક્તિ, સન્માન, સન્મિત્ર.

**स्व પોતાનું**:--સ્વચ્છંદી (છંદ=મરજી)=પોતાની મરજીમા આવે તેમ વર્તનાર, સ્વજન, સ્વજીવન, સ્વતંત્ર, એથી ઉલટો શબ્દ પરતંત્ર; સ્વદેશ, એથી ઉલટો શબ્દ પરદેશ; સ્વપ્રકાશક, સ્વમાન, સ્વરક્ષણ, સ્વરૂપ, આત્મસ્વરૂપ; સ્વભાવ, સ્વાનુભવ.

**स्वयम्** પોતાની મેળે:--સ્વયંભૂ, સ્વયંવર.[૬-૨૩]

---

## ફારસી અને અરબી પૂર્વગો.

**ના, બિન** (ઉર્દૂ, **સં. विना** પરથી), **બે, લા** (અરબી), **બિલા** (અરબી), ગેર (અ. ગૈર=ઉલટું) આ પૂર્વગો નામ કે વિશેષણની પહેલાં આવી અભાવવાચક વિશેષણ બનાવે છે.

**ના**=નહિ:--નાદાન (ના+દાન=જ્ઞાન) નથી જ્ઞાન જેને, મૂર્ખ; નાપસંદ,[૬-૭૧] નાબુદ,[૬-૬૦] નારાજ,[૭-૨૩] નાખુશ,[૭-૬૨] નાઇલાજ, નાઉમેદ, નાકબૂલ, નાકુવ્વત, નાચાર (ચાર=ઇલાજ), નાદાર (દાર=રાખનાર), નાપાક (પાક=પવિત્ર), નાફર્માની=હુકમ ન માનનાર, નામક્કર, નામંજૂર, નામર્દ, નામુનાસિબ, નામુરાદ=આશાભંગ,

નાવાકેફ ( અ. વાકિફ ), નાવારસ, નાહક, નાહિમત.

**બિન**=વિના:--બિનઅનુભવી, બિનઅપરાધ, બિનકેળવાએલી, બિનગુનાહ, બિનચૂક, બિનતકરાર, બિનરોજગારી, બિનવારસ, બિન-સમજ, બિનસ્વાર્થી, બિનહરકત.

**બે ( સં. वि )**=ઉલટું:--**ધો ૬**--બેકાળજી,[૨૭] બેચેન,[૬૯] બેડોળ,[૬૮] બેદર્કાર,[૧૧] બેદાણા ( દાના=બી ),[૭૪] બેપરવા,[૨૦] બેભાન,[૪૩] બેવફા,[૬૩] બેશક,[૮૩] બેહદ[૧૯] **ધો. ૭**--બેઅદબ, બેઇમાન, બેકદર ( અ. કદ્ર=મૂળ ), બેકરાર ( કરાર=આરામ ), બેકેદ ( અ. કયૅદ ), બેખબર, બેનમા, બેતાલ, બેદાદ (દાદ=ફર્યાદ), બેદિલ ( દિલ=મન ), બેફાટ=ઉઘાડેછોક, બેફામ ( ફામ=યાદદાસ્ત ), બેફિકર,[૯૧] બેવુકૂફ ( અ. વુકૂફ=સમજ ), બેહુરમત ( અ. હુર્મત= આબરૂ ), બેહાલ.[૩૨]

**લા**=વિના:—લાચાર=ઇલાજ વગરનો, લાઇલાજ.

**બિલા**=સિવાય:--બેલાશક ( અ બિલાશક=શક સિવાય ).

**ગેર** ( અ. ગૈર )=ઉલટું:--ગેરઇન્સાફ, ગેરફાયદો, ગેરલાભ, ગેરવાજબી,[૬-૭૧] ગેરવ્યવસ્થા,[૭-૪૯] ગેરહાજર, વગૈરે ( વ=અને+ ગૈર=બીજું )=અને બીજું.

## કેટલાક ફારસી પૂર્વગોથી સમાસ બને છે.

**નેક**=પવિત્ર, અદલ:--નેકનજર, નેકનામ, નેકનામદાર.

**સર**=માથું, મુખ્ય:--સરકાર, સરદાર, સરપંચ, સરપેચ. સરસૂબો.

**બર**=બાજુ:--બરતરફ.

**હર**=પ્રત્યેક:--હરરોજ ( હર વિશેષણ છે ).

# સંસ્કૃત ધાતુપરથી શબ્દો બનાવવા વિષે.

પાછલા પ્રકરણમા આપણે કૃત્પ્રત્યયો જુદા જુદા ધાતુઓને લગાડી તેથી બનતા શબ્દોનું વર્ણન કર્યુ, આ પ્રકરણમાં ધાતુપરથી જુદા જુદા શબ્દો કેમ બનાવવા તેનું વર્ણન આપીએ છીએ તેને માટે નીચેનો ક્રમ યોગ્ય થઇ પડશે.

૧. ધાતુને **अ**, **अक**, **अन**, **तृ**નો **ता**, **इन**નો **ई**, **ति**, **त**, **य**, વગેરે કૃત્પ્રત્યયોમાથી જે લગાડી શકાતા હોય તે લગાડી કૃદંત બનાવવા. બધા પ્રત્યયો સાથે ન લગાડતા એક પ્રત્યયનુ કામ પુર્ણ થયા બાદ બીજો પ્રત્યય લગાડવો.

૨. કૃદંતની પૂર્વે કે પછી શબ્દો જોડાઇ શકાતા હોય તો તે જોડી સામાસિક શબ્દો બનાવવા.

૩. કૃદંતની પૂર્વે ઉપસર્ગ કે પૂર્વગોમાથી જે લગાડી શકાતા હોય તે લગાડવા.

૪. જે શબ્દોને તદ્ધિત પ્રત્યય લગાડી શકાતા હોય તે લગાડવા.

૫. સંસ્કૃત ધાતુપરથી, ગુજરાતી શબ્દો, ~~કૃદંત~~ કે ક્રિયાપદ બનતાં હોય તે બનાવવાં.

ઉપરના નિયમે ત્રણેક સંસ્કૃત ધાતુ પરથી નમૂના દાખલ ભાષામાં વપરાતા શબ્દો બનાવી આપ્યા છે. વિદ્યાર્થીઓને આવા મનોયત્ન આપવાં લાભકારી થશે.

**કૃત્પ્રત્યય.** ધાતુ—**कृ**=કરવું.

**अ**—કર, કિંકર, તીર્થંકર, દિનકર, દિવાકર, ભાસ્કર, યાવચ્ચંદ્રદિવાકરૌ, ભયંકર, વશુકર, હિતકર, કરપલ્લવી, શંકર, સંકર.

**કાર**, અહંકાર, અંગીકાર, ( **अंगीकृ**=કબુલ કરવું ), ઇતિહાસકાર, કુંભકાર ( કુંભાર ), ગ્રંથકાર, બલાત્કાર ( બલાત્—બળથી

કરાવવું ), મૂર્તિકાર, લોહકાર ( લુહાર ), શાસ્ત્રકાર, સત્કાર ( આદરમાન ), સાધુકાર ( સાહુકાર ), સુખકાર, સ્મૃતિકાર; અધિકાર, રાજ્યાધિકાર; અપકાર ( ખોટું કરવું તે ); આકાર, કંકણાકાર, ગોળાકાર, ઘંટાકાર, ત્રિકોણાકાર, વર્તુળાકાર. શુંડાકાર; નિરાકાર, સાકાર ( મૂર્તિમાન્ ); ઉપકાર, પરોપકાર, પ્રકાર; પ્રતિકાર, વિકાર, રસાયનવિકાર; સંસ્કાર, પુનઃસંસ્કાર: અલંકાર, તિરસ્કાર, ધિક્કાર, સાક્ષાત્કાર, સ્વીકાર.

**अक—કારક**, આશ્ચર્યકારક. નાશકારક, લંભકારક, વિસ્મયકારક, હાનિકારક, હિતકારક.

**अन—કરણ**, ધનીકરણ, એકીકરણ, સમીકરણ, ( ગણિતના બે પદને સરખા કરવા ), અધિકરણ, અનુકરણ, પ્રકરણ, રાજ્યપ્રકરણ, વ્યાકરણ, પૃથક્કરણ, કરણી (કરવું, કરેલું તે), **કારણ**, કર્મકારણ.

**इननोई—કારી**, આનંદકારી, ચમત્કારી, સુખકારી, ઉપકારી.

**तृनोता—કર્તા** ( કિરતાર, કરતાર ), જગત્કર્તા, ભાવકર્તૃક, કર્તરિ ( કર્તામા ).

**य-या—ક્રિયા**, ધર્મક્રિયા, ક્રિયાપદ, વિક્રિયા.

**ति—કૃતિ**, આકૃતિ, વક્રરેખાકૃતિ, પ્રકૃતિ, પ્રકૃતિવિકાર, પ્રાકૃત (**अ**), પ્રાકૃતિક, વિકૃતિ, અલંકૃતિ, નમસ્કૃતિ.

**मन-म—કર્મ** ( કામ ), કુકર્મ, સત્કર્મ, અકર્મક, અકર્મી, સકર્મક, કર્મણિ ( કર્મમાં ).

**न—કર્ણ** ( કાન ).

**त्रिम--કૃત્રિમ.**

**मान--ક્રિયમાણ.**

**त--કૃત**, જનકૃત, પ્રભુકૃત, અપકૃત, સંસ્કૃત, દુષ્કૃત, સુકૃત, અલં-

કૃત, આલંકૃત, સ્વીકૃત, કૃતાર્થ, કૃતકૃત્ય (કરાવેલું કાર્ય જેનું સિદ્ધ થએલું છે તે, કૃતાર્થ).

**य**--**કાર્ય** (કાજ, કારજ), અકાર્ય.

**क्यप्**---**કૃત્ય**, દુષ્કૃત્ય, સુકૃત્ય.

**अनीय**--**કરણીય.**

**तव्य**--**કર્તવ્ય.**

ગુ. શ.--કામ; કાજ, કારજ, કાન; કરતાર; સાહુકાર; લુહાર; કુંભાર.

ગુ. કૃદંત--કરવું, કરનાર; કરતો, કર્યું, કરેલું, કરવાનું; કરીને.

ગુ. ક્રિયાપદ--કરે, કરશે.

**जन्** જન્મવું.

**अ**—**જન** (જણ), કવિજન, હરિજન, મહાજન, દુર્જન, સુજન, સજ્જન, નિર્જન, સર્વજન, સાર્વજનિક (**इक**)=બધાના ઉપયોગનું.

**જ**, અંડજ (અંડ-ઈંડામાથી પેદા થનાર), ક્ષિતિજ, ખનીજ, તનુજ, દ્વિજ (બેવાર જન્મનાર કેમકે તેમને જનોઈ દેવાય છે-બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય), પંકજ, અજ, ઉદ્ભિજ્જ (**उद्+भिद्+ज**)=જમીન ભેદી બહાર આવનાર વનસ્પતિ, નિજ, પૂર્વજ, સહજ (સહેજ).

**अक**—**જનક.**

**अन**—**જનન**, જનની (જનુતી).

**तृनोता**—**જનિતા**=પિતા, જનિત્રી (જનિતા, જનેતા).

**य**—**જન્ય** (જાન), જાયા=જણનારી, સ્ત્રી.

**आ**—**પ્રજા**, પ્રજાહિત.

**ति**—**જાતિ** (જાત), કજાત, સજાત, વિજાતિ, સ્વજાતિ, સ્વજાતીય.

**मन्-म—જન્મ**, જન્મતિથિ, જન્માષ્ટમી, જન્મભૂમિ, જન્માંતર (બીજોભવ), પુનર્જન્મ.

**तु—જંતુ.**

**त—જાત** (જાયો).

**ગુ. શ.**—જન્મારો, જણતર, જાતીલી.

**ગુ. કૃ.**—જન્મવું, જન્મનાર; જન્મતો, જન્મ્યુ, જન્મેલું, જન્મવાનું; જન્મીને.

**ગુ. ક્રિ.**—જન્મે, જન્મશે; જણે, જણશે.

## राज् દીપવું.

ક્વિપ્—**રાજ્** (રાજા), સમ્રાજ્, સામ્રાજ્ય (**य**).

**अ—રાજ** (રાજા), રાજેંદ્ર (સાર્વભૌમરાજા), રાજકન્યા, રાજકાર્ય, રાજકુમાર, રાજકુળ, રાજગુરુ, રાજચિહ્ન (રાજાનું નિશાન–છત્ર, ચામર, વગેરે), રાજદ્વાર, રાજદ્રોહ (રાજાપ્રતિ દ્રોહ), રાજદ્રોહિન્ (રાજાનો દ્રોહ કરનાર), રાજધર્મ, રાજધાની, રાજનીતિ, રાજપુત્ર (રજપૂત), રાજમંડળ (રાજાનું ટોળું), રાજમંદિર (રાજાનો મહેલ), રાજમાર્ગ, રાજમુદ્રા (સિક્કા, મહોર, વગેરે રાજચિહ્ન), રાજર્ષિ, (જેણે પોતાના આત્માને નિયમમા રાખેલ છે એવો રાજા, ક્ષત્રિય યોગી), રાજલક્ષ્મી, રાજલેખ, રાજસભા, રાજસૂય (રાજાએ કરવા લાયક એક યજ્ઞ), અધિરાજ, રાજાધિરાજ (સાર્વભૌમરાજા), મહારાજ, યુવરાજ, રજનીરાજ, રાજકીય (રાજ+'ક' આગમ+ ઈય)=રાજા સંબંધી.

**अक—રાજક** (દીપનાર–રાજા).

**अन्—રાજન્**–રાજા (રાજ–રાય–રાવ), રાજ્ઞી (રાણી).

**ट्र**--રાષ્ટ્ર ( દેશ ), મહારાષ્ટ્ર.

**मान--રાજમાન,** વિરાજમાન ( બિરાજમાન ).

**इत--રાજિત**=શોભેલું, વિરાજિત.

**य--રાજ્ય,** રાજ્યાસન, રાજયતંત્રી, મહારાજ્ય, ઉપરાજ્ય, સ્વરાજ્ય, પરરાજ્ય, **અરાજ્ય.**

ગુ. **શ.**--રજવાડો, રાજવી, રાવળ.

ગુ. **કૃદંત**--વિરાજવું, વિરાજનાર; વિરાજતો. વિરાજ્યું, વિરાજેલું, વિરાજવાનું; વિરાજીને.

ગુ. **ક્રિ.**--વિરાજે, વિરાજશે.

---

# ગુજરાતી ક્રિયાપદોનાં મૂળ.

વાચનપાઠોમાં ક્રિયાપદ આવે, તેમાંના જે આ પ્રકરણમા આવ્યા હોય, તેઓની વ્યુત્પત્તિ શિખવવી.

**સં. ધાતુ કે શબ્દ. ગુ. ક્રિયાપદ.**

**अङ्क्**–આંક(વું).

**अञ्ज्**–આંજ(વું); ઉંજ(વું).

**अभ्यञ्जन (अभि+अंजन)**–ભીંજ(વું).

**अठ्**–અથડ(વું); આથડ(વું).

**अड्**–અડ(વું); અડક(વું).

**अंध्**–અંધાર(વું).

**अर्प्**–અર્પ(વું); આપ(વું).

**समर्प् (सम्+अर्प्)**–સોંપ(વુ).

**प्राश् (प्र+अश्)**=ખાવું–પ્રાશ(વું).

**अस्तम् (अस्** નો ભૂ. કૃ. )–આથમ(વું).

**पर्यस्त (परि+अस्** નો ભૂ. કૃ.)–પલોટ(વું).

**प्राप् (प्र+आप्)**–પાવ(વું); પામ(વું).

**व्याप् (वि+आप्)**–વ્યાપ(વુ).

**व्यतीत (वि+अति+इ+त)**–વીત(વું).

**इष (इच्छ्)**-ઇચ્છ(વું).
**निरीक्ष् (निर्+ईक्ष्)**-નિરખ(વું)
**परीक्ष् (परि+ईक्ष्)**-પરખ(વું); પારખ(વું).
**प्रेक्ष् (प्र+ईक्ष्)**-પેખ(વું).
**प्रेर् (प्र+ईर्)**=ઉશ્કેરવું-પ્રેર(વું).
**कच्**=બૂમ પાડવી, બાંધવું-કચ-ર(વું), કચડ(વું).
**कण्ड्**=ખાંડવું-ખાંડ(વું)
**कथ्**-કહે(વું).
**कम्प्**=કંપવું, દયા કરવી-કંપ(વું), કાંપ(વું).
**कर्त्**=કાપવું-કાટ(વું).
**कल्**-કળ(વું).
**अकल्**=ન કળવું-અકળા(વું).
**उत्कल् (उद्+कल्)**-ઉકેલ(વું).
**कष्**=કસવું, ઘસવું-કસ(વું).
**विकस्**=ખૂલવું, ઉઘડવું-વિકસ(વું).
**विकास्**=ખીલવું-વકાસ(વું).
**प्रकाश्**-પ્રકાશ(વું).
**संकुच्**-સંકોચા(વું).
**कुथ्**-કોહ(વું).
**कुप्**-કોપ(વું).
**प्रकुश्**-પોકાર(વું).
**कूट्**-કૂટ(વું), કૂટા(વું).
**कूर्द्**-કૂદ(વું).
**कृ**-કર(વું).
**कृतः (कृ नो भू. कृ.)**-કીધો.
**उच्चीकृतम्**-ઊંચક(વું).
**स्वीकार (स्व+कृ)**-સ્વીકાર(વું), સિકાર(વું), સકાર(વું).
**संस्कार (सम्+कृ)**-સમાર(વું).
**कृष**=ખેડવું-ખસ(વું); ખેડ(વું).
**आकृष् (आ+कृष्)**-આકર્ષ(વું).
**कृष्ट (कृष नो भू. कृ.)**-કાઢ(વું).
**विकिर् (वि+कॄ-किर्)**-વિખેર(વું).
**विक्री**-વેચ(વું).
**क्रीड्**-ખેલ(વું).
**कॢप्**-કલ્પ(વું).
**क्षण्**=હણવું-ખણ(વું).
**क्षप्**=નાશ પામવું-ખપ(વું), ખો(વું).
**क्षम्**-ખમ(વું).
**क्षर्**-ઝર(વું), ખેર(વું).
**प्रक्षाल् (प्र+क्षल्)**-પખાળ(વું).
**विक्षालन**-વીછળ(વું).

क्षि (क्षय्)-ક્ષય થવો; ક્ષીણ થવું.
क्षेप (क्षिप्)-ફેંક(વું).
क्षुद्-છુંદ(વું).
खड् (खण्ड्)-ખંડ(વું);ખાંડ(વું).
खन्-ખણ(વું).
उत्खात (उद्+खन् નો ભૂ. કૃ.)-
ઉખેડ(વું); ઉખાડ(વું).
खल-ખાળ(વું).
खाद्-ખા(વું)
खिद्-ખીજ(વું.)
खेल्-ખેલ(વું).
व्याख्यान-વખાણ(વું).
गण्-ગણ(વું).
गन्ध्-ગંધા(વું)
गम्-ગમ(વું); ગમપડવી.
गतकः-ગયો.
उद्गम्-ઊગ(વું).
निर्गम्=નીકળવું-નિર્ગમ(વું).
गर्ज्-ગાજ(વું),
गल्-ગળ(વું).
अवगल्-ઓગળ(વું).
प्रगल्-પીગળ(વું).
निर्गल्-નિગળ(વું).
गुण्-ગુણ(વું).

ग्रह् (गृह्)-ગ્રહ(વું), ગ્રહણ
કરવું; ઘેર(વું).
उद्ग्रह्-ઉઘરાવ(વું).
विग्रह्=લડાઇ કરવી-વીઘર(વું).
संग्रह्-સંઘર(વું).
उद्गिर् (उद्+गृ)-ઓક(વું).
गै-ગા(વું).
ग्रंथितव्य (ग्रंथ्)-ગુંથવું;
ગાઠવું.
घट्-ઘટ(વું); ઘડ(વું).
उद्घट्-ઉઘડ(વું); ઉઘાડ(વું).
विघट्-બગડ(વું).
घुट्-ઘુંટ(વું).
घुर्-ઘોર(વું).
घुष्-ગોખ(વું).
घूर्णितव्य (घूर्ण्)-ઘૂમ(વું).
घृष्-ઘસ(વું); ઘવડ(વું).
चक्=ભયપામવો-ચક(વું).
चट्-ચડ(વું), ચઢ(વું); ચાટ(વું).
चर्=ફરવું-ચર(વું).
आचर्-આચર(વું).
उच्चर् (उद्+चर्)-ઊચર(વું).
विचर्-વિચર(વું); વિચાર(વું).

**संचर् ( सम्+चर् )**-સંચ-
ર(વું); સાંચર(વું);
**चर्व्**-ચાવ(વું).
**चल्**-ચળ(વું); ચાળ(વું);
ચાલ(વું).
**उच्चल् ( उद्+चल् )**-ઊ-
છળ(વું).
**चष्**-ચાખ(વું).
**चित्र्**-ચીતર(વું).
**निश्चय् ( निस्+चि )**-નિ-
શ્ચય કરવો.
**संचय् (सम्+चि)**-સંચ(વું),
સાચ(વું), **સંચય** કરવો;
સાચવ(વું).
**चित्**-ચેત(વું); ચેતવ(વું).
**चिन्त्**--ચિન્ત(વું).
**चुर्**-ચોર(વું).
**चूष्**-ચૂસ(વું).
**छद्**-છાહ(વું); છાદ(વું).
**अवच्छादय ( अव+छद् )**-
ઓછાડ(વું).
**छर्द्**-છાડ(વું).
**छिद्**-છેદ(વું); છીન(વું);
છણ(વું).

**छुट्**-છૂટ(વું); છોડ(વું).
**जट्**-જડ(વું).
**जन्**-જણ(વું).
**जन्मन् ( जन् )**-જન્મ(વું).
**जप्**-જપ(વું).
**जम्**-જમ(વું).
**जागृ**-જાગ(વું).
**जागरय (जागृ)**-જગાડ(વું);
જગાવ(વું).
**जि**-જિત(વું).
**जीव्**-જીવ(વું).
**जुट्**-જોડ(વું).
**जॄ**-જર(વું), જળીજવું, ઝૂર(વું).
**ज्वल्**-જળ(વું), ઝાળ(વું),
બળ(વું), બાળ(વું).
**प्रज्वल्**-પ્રજળ(વું).
**उज्ज्वल् (उद्+ज्वल् )**-
અજવાળ(વું).
**ज्ञा**-જાણ(વું).
**प्रत्यभिज्ञाना**-પિછાણ(વું).
**विज्ञप (वि+ज्ञाનો પ્રેરક )**-
વિનવ(વું).
**झॄ**-ઝર(વું).
**टंक्**-ટાક(વું).

**टिप्**-ટીપ(વું).
**उड्डी (उद्+डी)**-ઊડ(વું).
**ढुंढ्**-ઢુંઢ(વું).
**तक्ष्**-તાસ(વું), તાછ(વું).
**तन्**-તાણ(વું).
**तप्**-તપ(વું), તાપ(વું); તાવ(વું).
**संतप् (सम्+तप्)**-સંતાપ(વું).
**तर्क्**-તાક(વું).
**तुल्**-તોળ(વું).
**तुष्ट (तुष्**નો ભૂ. કૃ. )-તૂઠ(વું). ત્રૂઠ(વું).
**संतुष् ( सम्+तुष् )**-સંતોષ(વું), સંતોષ પામવો.
**तॄ**-તર(વું), તાર(વું).
**अवतॄ**-અવતર(વું); ઊતર(વું).
**त्यज्**-તજ(વું), તાજકરવું.
**त्रस्**-ત્રાસ(વું).
**अवत्राण (त्रा** બચાવવુ )-બચાવ(વું).
**त्रुट्**-તૂટ(વું).
**त्रोट ( त्रुट् )**-તોડ(વું).
**दण्ड्**-દંડ(વું), દાટ(વું.
**दम्**-દમ(વું).
**दर**=બીક-ડર(વું).
**दल्**-દળ(વું).

**दंश्**-ડસ(વું). ડખ(વું).
**दह्**-દાઝ(વું).
**दा**-દે(વું), દાન કરવું.
**दिश्**-દીસ(વું).
**आदिश्**-આદેશ આપવો.
**दीप्**-દીપ(વું).
**दुःख्**-દૂખ(વું).
**दुल्**-ડોલ(વું).
**दुह्**-દોહ(વું).
**आदृ ( दृ** માન આપવું )-આદર(વું).
**दृश्**-દેખ(વું).
**दृक्ष ( दृश् )**-દાખવ(વું).
**दृष्टः ( दृश्**નો ભૂ. કૃ. )-દીઠો.
**विहृ ( हृ** હરવું )-વિહાર(વું).
**द्रु**=દોડવું-દોડ(વું), દ્રોડ(વું).
**धक्क्**=નાશકરવો-ધકેલ(વું), હડકેલ(વું).
**परिधा ( धा** ધરવું)-પહેર(વું).
**संधा ( सम्+धा )**-સાંધ(વું).
**धाव्**-ધા(વું); ધો(વું).
**धवल**-ધોળ(વું).
**धिक्ष्**-ધીક(વું).
**धू**-ધૂજ(વું), ધૂણ(વું).
**धम्**-ધૂમા(વું).

**धृ**-ધર(વું), ધાર(વું).
**निर्धार्** ( **निम्**+धृ )-નિ-ર્ધાર(વું).
**सुधार्** ( **सु**+**धृ** )-સુધાર(વું).
**धे**-ધાવ(વું).
**ध्मा**-ધમ(વું).
**ध्यान**-( **ध्यै** વિચારવું)-(સમ)જ(વું).
**आनंद्** ( **आ**+**नंद्** )-આ-નંદ(વું).
**नम्**-નમ(વું); નામ(વું).
**प्रणम्** ( **प्र**+**नम्** )-પ્રણમ(વું).
**नल्**=બાધવું-નડ(વું).
**नश्**-નાસ(વું), નાશ પામવું.
**विनश्**=અદૃષ્ટ થવું-વણસ(વું)
**नाथ्**-નાથ(વું).
**निन्द्**-નિંદ(વું).
**आनय्** ( **आ**+**नी** )-આણ(વું).
**परिणय्** ( **परि**+**नी** )-પ-રણ(વું).
**नृत्य** ( **नृत्** નાચવું )-નાચ(વું).
**पच्**-પચ(વું).
**पठ्**-પઢ(વું).
**पत्**-પડ(વું), પાડ(વું).
**उत्पत्** ( **उद्**+**पत्** )-ઊપડ(વું).
**निपत्** ( **नि**+**पत्** )-નિવડ(વું).
**उत्पद्य** (**उद्**+**पद्**)-ઉપજ(વું).
**निष्पद्य** ( **निस्**+**पद्** )-નિ-પજ(વું).
**संपद्य** ( **सम्**+**पद्** )-સં-પજ(વું).
**संपाद्** (**सम्**+**पद्** )-સંપા-દ(વું), સાંપડ(વું).
**संपन्न** ( **सम्**+**पद्**નો ભૂ. કૃ )બન(વું).
**पल्**--પળ(વું), પળીજવું.
**पश्**-ફસ(વું).
**पा** ( **पिब्** )-પા(વું), પી(વું).
**पीत**(**कम**)-પીધું.
**पाल्**-પાળ(વું); પળ(વું).
**पिष्**-પીસ(વું).
**पीड्**-પીડ(વું); પીલ(વું).
**पुष्**-પોષ(વું); પોખ(વું).
**उत्पवन** (**उद्**+**पू**)-ઊપણ(વું).
**पूज्**-પૂજ(વું).
**पूर्**-પૂર(વું), પૂર્ણ કરવું.
**व्यापृ** ( **वि**+**आ**+**पृ** )=કામે લગાડવું-વાપર(વું), વાવર(વું).
**पृष्**=કષ્ટ આપવું-પીટ(વું).
**प्रच्छ्** ( **पृच्छ्** )-પૂછ(વું).

फल्-ફળ(વુ), ફાલ(વું).
फुल्ल-ફૂલ(વું); ફોલ(વું).
फेन=ફીણચડવું-ફીણ(વું).
बन्ध्-બાંધ(વું).
बल्ह्-બોલ(વું).
बुक्क्-ભૂંક(વું).
बुध्-બોધ(વું).
बुध्य-બૂજ(વું).
प्रबोध्=વિસ્તારથી બોધ આ-
 પવો-પ્રબોધ(વું).
संबोध्=બોલાવવું-સંબોધ(વું).
बुल्=ડૂબવું-બોળ(વું).
भक्ष्-ભક્ષ(વું), ભખ(વું).
भज्-ભજ(વું), ભજન કરવું.
भज्, भंज-ભાગ(વું), ભાગ-
 (વુ), દુભાગ(વું).
विभज्-વહેંચ(વું).
भण्-ભણ(વું).
भल्-ભાળ(વુ).
निभालय ( नि+भल् )-નિ-
 હાળ(વું).
भष्-ભસ(વું).
भाष्-ભાખ(વું).
भास्-ભાસ(વું).

भिक्ष्-ભીખ(વું).
भिद्-ભેદ(વું).
भी-ભયપામવો.
भुज्-ભોગવ(વું).
भू-હો(વું), ભાવ(વું).
अनुभू-અનુભવ(વું).
संभू-સંભવ(વું).
भूक्-ભોક(વું).
भृ-ભર(વું).
संभृ-સંભાળ(વું).
भृज्-ભુંજ(વું).
भ्रम्-ભમ(વું).
अपभ्रंश् (भ्रंश्)-અભડા(વું).
मन्य ( मन् )-માન(વું).
मन्थितव्य ( मन्थ् વલોવવું)-
 મથવું.
मन्त्र्-મંતર(વું).
निमन्त्र्-નોતર(વું).
मा-મા(વું), સમા(વું).
निर्मा ( निर्+मा )-નીમ(વું).
मान्-માન(વું).
माप्-માપ(વું).
मार्ग्-માગ(વું).
मार्ज्-માજ(વું)

**मिल्**-મળ(વું).
**उन्मिल्** (**उद्+मिल्**)-ઉમેર(વું).
**मिश्र्**=મેળવવું-ભેળ(વું).
**मुच्**-મૂક(વું), મોકલ(વું), મોચા(વું).
**मुण्ड्**-મુંડ(વું), મોડ(વું)=માનભંગ કરવું.
**मुस्**-મસળ(વું).
**मुह्**-મોહ(વું), મોહપામવો.
**मुह्य**-મુઝા(વું).
**मृ**-મર(વું), મરણ પામવું.
**मृतकः**-મુઓ.
**मृत्यु**-મીચ(વું).
**विमृश्** (**मृश्** વિચારવું)-વમાસ(વું).
**मृष्**=સીંચવું; સહન કરવું-મટ(વું), મટાડ(વું).
**यज्**-યજ(વું), યજ્ઞ-જગ્નકરવો.
**या**-જા(વું)-જ(વું).
**आया**-આવ(વું).
**उद्यापन** (**उद्+या** નો પ્રેરક)-ઊજવ(વું).
**याच्**-યાચ(વું)-જાચ(વું).

**योत्र** (**यु** જોડવું)-જોતર(વું).
**युज्**-યોજ(વું).
**युध्य** (**युध्**)-જૂઝ(વું).
**रक्ष्**-રાખ(વું), રક્ષણ કરવું.
**रख्**-રખડ(વું).
**रच्**-રચ(વું).
**रंज्**-રંગ(વું), રીઝ(વું.)
**रट्**-રટ(વું), રડ(વું); લડ(વું).
**रध्**, **रन्ध्**-રાધ(વું).
**आरभ्** (**आ+रभ्**)-આરંભ(વું).
**सुरभ्** (**सु+रभ्**)-સોંપ(વું).
**रम्**-રમ(વું), રમણ કરવું.
**विरम्** (**वि+रम्**)-વિરમ(વું).
**रस्**-રસ(વું), રસ લેવો.
**रह्**=રહેવું-રહે(વું).
**राज्**-રાજ(વું).
**विराज्** (**वि+राज्**)-વિરાજ(વું) બિરાજ(વું).
**रिष्**-રેંસ(વું).
**रुच्**-રુચ(વું).
**रोदिमव्यकम्** (**रुद्**)-રો(વું).
**आरोदन** (**रुद्**)-આરડ(વું).
**रुध्**-રૂંધા(વું), રૂંધા(વું).
**रुष्**-રીસા(વું).

**रुष्ट** (**रुष्** નો ભૂ. કૃ. )–રૂઠ્યું.
**रोपयति** (**रुह्** રોપવું નો પ્રેરક)–રોપ(વું).
**लक्ष्**–લેખ(વું), લેખવ(વું).
**अवलक्ष्**–ઓળખ(વું).
**उपलक्ष्**–ઓળખ(વું).
**लग्**–લાગ(વું).
**विलग्**–વળગ(વું).
**लङ्घ्**–લાંઘ(વું), લંઘા(વું).
**उल्लङ्घ्** (**उद्**+**लङ्घ्**)–ઓળંગ(વું)
**लज्ज्**–લાજ(વું).
**लप्**–લવ(વું).
**विलप्**–વિલપ(વું).
**लभ्**=મેળવવું–લે(વું);લાહ(વું.)
**लब्धः** (**लभ्** નો ભૂ. કૃ.)–લીધો.
**लम्ब्**–લંબાવ(વું).
**लल्**–લાડ(વું).
**लस्**–લસ(વું).
**आलस्य** (**लस्** રમવું)–આળસ(વું).
**विलस्**=શોભવું–વિલસ(વું).
**लिख्**–લખ(વું).
**आलिख्**–આળેખ(વું).
**आलिङ्ग्**=ભેટવું–આલિંગ(વું).
**लिप्**=લેપ કરવો–લીપ(વું).
**लुट्**,**लुठ्**–લોટ(વું),આળોટ(વું).
**लुण्ट्**–લુંટ(વું).
**लुप्**–લોપ(વું).
**लुभ्**–લોભા(વું).
**लू**=કાપવું–લણ(વું).
**अवलोक्** (**लोक्** જોવું)–અવલોક(વું).
**विलोक्**=ઓળખવું–વિલોક (વું).
**आलोच्**(**लोच्**જોવું)–આલોચ(વું).
**विलोच्**=નિહાળવું–વિલોચ(વું).
**वद्**–વદ(વું), વાદ કરવો.
**वन्द्**–વંદ(વું).
**वप्**–વાવ(વું).
**वम्**–વામ(વું)–વમન થવું.
**वर्ण्**–વર્ણ(વું).
**वर्ध्**=કાપવું–વાઢ(વું).
**वल्**–વળ(વું).
**वस्**–વસ(વું).
**वह्**–વહે(વું).
**निर्वह्**–નિભ(વું), નભ(વું).
**वा**–વા(વું).
**वाच्**–વાંચ(વું).
**विन्ध्** વિંધ(વું).

**उपविश्**-બેસ(વું).
**उपविष्टः(उपविश्** નો ભૂ.કૃ.)–બેઠો.
**प्रविश्**-પેસ(વું).
**प्रविष्टः(प्रविश्**નો ભૂ.કૃ.)–પેઠો.
**समाविश् (सम्+आ+विश्)**–સમાવ(વું).
**परिविष् (परि+विष्)**–પીરસ(વું).
**बीज्**–બીજ(વું).
**वृ**–વર(વું).
**वृ**=ઢાંકવું–વાર(વું).
**निवृ**=અટકાવવું–નિવાર(વું).
**वृज्**–વરજ(વું).
**वृत्**-વર્ત(વું), વાટ(વું).
**वृध्**–વાધ(વુ)–વધ(વું).
**वृष्**–વરસ(વું).
**वे**–વણ(વું).
**प्रवे**–પ્રો(વું)–પરોવ(વું).
**शक्**–શક(વું).
**शंक्**-શંકા(વું).
**आशंक्**–આશંકા(વું).
**शद्**–સળ(વું).
**शद्**–સડ(વું).
**शप्**–શાપ(વું)
**शम्**–શમ(વું).
**शिक्ष्**–શીખ(વું).
**शिङ्घ्**–સૂંઘ(વું).
**शुच्**-શોચ(વું).
**शुध्**–શોધ(વું).
**शुभ्**–શોભ(વું), સોહ(વું).
**शुष्**–સૂક(વું),સૂકવ(વું), સુકા(વું).
સોસા(વું).
**शॄ**–શાર(વું).
**श्रम्**–શ્રમ લેવો
**विश्रम्**–વિસમ(વું).
**उच्छ्रय्–(उद्+श्रि–श्रय्)**–ઊછર(વું).
**श्रु(शृणु)**–સુણ(વું).
**श्वस्**–શ્વાસ–સાસ લેવો.
**शून(श्वि** સૂજવુંનો ભૂ. કૃ.)–સૂણ(વું).
**सज्ज**-તૈયાર–સજ(વું).
**सह्**-સહે(વું).
**साध्**-સાધ(વું).
**सिच्**-સિંચ(વું).
**सिध्**-સીધ(વું), સિદ્ધ કરવું, સીધાવ(વું).
**सिव्**-સીવ(વું).
**प्रसु(प्र+सु**=જણવું)–પ્રસવ(વું).

सूचय(सूच्)-સૂઝ(વુ).
सृ-સર(વું)-સરીજવું.
अनुसृ-અનુસર(વું).
उत्सृ(उद्+सृ)-ઊસર(વું).
अपसृ-ઓસર(વુ).
निःसृ-નીસર(વું).
प्रसृ-પસર(વું);
सृज्-સરજ(વું).
सेव्-સેવ(વું).
स्तम्भ्-થંભ(વું), થોભ(વુ).
स्तु-સ્તવ(વું).
आस्तृ (स्तृ ઢાકવું)-આથર(વું).
प्रस्तृ-પાથર(વું).
विस्तृ-વિસ્તર(વું).
स्थग्-ઠગ(વું).
स्थाप (स्थाનો પ્રેરક)-સ્થાપ(વું), થાપ(વું); થાબડ(વું).
उत्था (उद्+स्था)-ઊઠ(વું), ઉઠાવ(વું), ઉથાપ(વું), ઉથામ(વું).
प्रस्थाप (प्र+स्थाનો પ્રેરક)-પાઠવ(વું).
स्थित (स्था નો ભૂ. કૃ.)-થાક(વું).

स्ना-નહા(વું).
स्पृश्-સ્પર્શ(વું).
स्फट्-ફાટ(વું), ફાડ(વું).
आस्फाल्=પછાડવું-અફાળ(વું), અફળા(વું).
स्फुट्-ફૂટ(વું),
स्फोट (स्फुट्)-ફોડ(વું).
स्मृ-સ્મર(વું).
विस्मृ-વિસર(વું).
संस्मृ-સાભર(વું).
स्वप्-સૂ(વું).
स्विद्य(स्विद् રાંધવું)-સીજ(વું).
हन्-હણ(વું).
हस्-હસ(વું).
हिण्ड्-હિંડ(વું).
हृ-હર(વું), હાર(વું).
उद्धर् (उद्+हृ-हर्)=ઊધર(વું), ઉધાર(વું).
प्रहृ-પ્રહાર(વું).
विहृ-વિહાર(વું).
संहृ-સંહાર(વું)-સંધાર(વું).
हृषित (हृष्નો ભૂ. કૃ.)-હરખા(વું).
हल्=ધ્રૂજવું-ડાલ(વું).

૭

# ખંડ ૩ જો. અધિક અભ્યાસી માટે.

## ઉત્સર્ગ.

સંસ્કૃત ભાષા પરથી પ્રાકૃત, પ્રાકૃત ભાષામાંથી અપભ્રંશ અને અપભ્રંશ ભાષાપરથી હાલની **ગુજરાતી** ભાષા ઉત્પન્ન થએલી છે. ભાષા વિકાર પામવાનું કારણ ઉચ્ચારની ખામી અને અન્ય પ્રજાનો સમાગમ છે. વિદ્વાનોએ મૂળની અને હાલની ભાષાની સરખામણી કરી વિકારના નિયમો શોધ્યા છે, તેને ઉત્સર્ગ કહે છે. તે બતાવવાનો આ પ્રકરણનો હેતુ છે.

### સ્વરવિકાર.

૧. **अ** નો **इ**, **उ**, **ए** કે **ओ** થાય છે:—

**अ** નો **इ**—અંડકમ્-ઇંડું. ક્ષેપક-ખેપીઓ. શલ્યઃ-શાળો

**अ** નો **उ**—ઘર્ઘરી-ઘુઘરી. તરંગ-તુરંગ.

**अ** નો **ए**—ગર્ગરી-ગાગેર. ફણા-ફેણ. મલ-મેલ મશી-મેસ. વલ્લિ-પ્રા વેલ્લી-વેલ. શય્યા-પ્રા. સેજ્જા,-સેજ, સજ્જા. સર-સેર. વાલુકા-વેળુ (**आ** નો **ए** થયો છે)

**अ** નો **ओ**—ખર્પર-ખોપરી. પ્રહર-પહોર. બદરી બોરડી.

૨. **अ** નો **आ** કે **आ** નો **अ** થાય છે:—

**अ** નો **आ**—અધીન-આધીન. દલ-દાળ. મરુપાટ-મારવાડ. વણિજ-વાણીઓ. હિંદોલ-હિંડોળો.

**आ** નો **अ**—અપાંગ-અપંગ. આવાસ-અવાસ કાન્ત-કંત, કંથ. દેવાલય-દેવળ. નાસ્તિ-નથી. અમાવાસ્યા અમાસ. દિશા-દિશ. નિરીક્ષા-નીરખ. ભિક્ષા-ભીખ રક્ષા-રાખ. રેખા-રેખ. લજ્જા-લાજ. વાર્તા-વાત. શર્કરા=સાકર. શાલા-(નિ)શાળ. શિક્ષા-શીખ. સંધ્યા-સાંજ. સેના-સેન.

૩. इ નો अ, उ, કે ए થાય છે:—

અક્ષિ–આંખ. કટિ–કેડ. કઠિન–કઠણ. કદલી–કેળ. કુક્ષિ–કૂખ. ખનિ–ખાણ. ગ્રંથિ–ગાંઠ. ચિન્તા–ચન્તા. નિર્મળ–નમળું. પિંડ–પંડ. મુરારિ–મોરાર. રાત્રિ–રાત. વહિની–વહાણ. સુદિ–સુદ (શુક્લપક્ષ). ખ્યાતિ–ખ્યાત. ગતિ–ગત. જાતિ–જાત. જ્ઞાતિ–ન્યાત નીતિ–નીત. પ્રીતિ–પ્રીત. રીતિ–રીત. સંગતિ–સંગત. સ્મૃતિ–સુરત. માનિની–માનની–માનુની. જનિત્રી–જનિતા–જનેતા. પૌર્ણિમા–પુનેમ. વિરાગ–વેરાગ.

૪. उ નો अ, ए કે ओ થાય છે:—

કુંકુમ–કંકુ. ગુરુક–ગરવા, ગરવી. તનુ–તન. દુષ્કાળ–ડકાળ. પુરોહિત–પરોત. મધુ–મધ. મનુષ્ય–માણસ. મુકુટ–મુગટ. મુહૂર્ત–મહુરત–મુરત. વસ્તુ–વસ્ત–વસ. વિદ્યુત્–વીજ(ળી). વિરૂપઃ–વરવો. સુપુત્ર–સપૂત. નૂપુર–નેવર (ઝાંઝર). ઉત્સવ–ઓચ્છવ. ઉદ્દગાર–ઓડકાર. ઉદ્ધાર–ઓદ્ધાર. ગુરુ–ગોર. ભૂમિ–પ્રા. ભૂઇં,–ભોંય, ભાંય. મુખ–પ્રા. મુહ,–મોહ, મોહડું, મોઢું. મુરારિ–મોરાર.

૫. ऋ નો अ, आ, इ કે उ થાય છે:—

કૃષ્ણ–કહાન. વૃદ્ધઃ–પ્રા. વડ્ડો–વડો. શૃંગાર–શણગાર. ઋણ–રણ (ઋનોર). ઋતુ–રત (ઋનોર). મૃત્તિકા–પ્રા. મટ્ટિઆ–માટી. અમૃત–પ્રા. અમિઅ–અમી. ગૃધ્ર–પ્રા. ગિદ્ધ–ગીધ. ઘૃત–પ્રા. ઘિઅ–ઘી. જામાતૃ–જામાઈ–જમાઇ. દષ્ટકમ્–પ્રા. દિટ્ઠઉ–દીઠું. પિતૃગૃહ–પ્રા. પિઇઘર–પિઇહર,–પીહર. ભ્રાતૃ–ભાઇ. ભ્રાતૃજ–ભત્રીજો. માતૃ–માઇ–મા. માતૃગૃહ–પ્રા. માઇઘર–માઇહર,–મહિયર. ઋક્ષ–રીંછ (ઋનોરી). ઋદ્ધિ–રિદ્ધિ (ઋનોરિ). ભ્રાતૃજાયા–ભાઉ(ભો)જાઇ. મૃતઃ–મુઓ. વૃદ્ધઃ–બુડ્ઢો. સ્મૃતિ–સુરત.

૬. **ऐ** નો **ए** કે **इ** થાય છેઃ—

વૈદિકઃ—વેદિઓ. વૈર–વેર. તૈલ્લમ્–પ્રા. તેલ્લં–તેલ. વૈરાગિન્–વેરાગી વૈવાહિક–વેવાહી. ધૈર્ય–ધીરજ. નૈવેદ્ય–નિવેદ.

૭. **औ** નો **ओ** કે **उ** થાય છેઃ—

ઔદ્યાની–ઉજાણી. ઔષધ–પ્રા. ઓસઢ–ઓસડ. ચૌર્ય–પ્રા. ચોરિઅ–ચોરી. મૌક્તિકમ્=પ્રા. મોત્તિઅં–મોતી. યૌવન–પ્રા. જોવ્વણ–જોબન. સૌભાગ્યમ્=પ્રા. સોહગ્ગં,–સોહાગ,સુહાગ. પૌરાણિક–પુરાણી. રૌપ્ય–રૂપુ.

૮. **સ્વરોનો વ્યત્યયઃ**—કોઇ કોઇ પ્રસંગે શબ્દોમા રહેલા સ્વરો ઉલટપાલટ થાય છે. જેમ, ખટ્વા–ખાટ બિંદુ–બુંદ. શકુન–સુકન. શ્મશ્રુ–પ્રા. મસ્સુ–મૂછ. કટિ–કેડ.

૯ **સ્વરવૃદ્ધિઃ**—કોઇ કોઈ પ્રસંગે શબ્દોમાં સ્વરોનો વધારો થાય છે. જેમ, મિથ્યા–અમથું. લોપ–અલોપ. વૃથા–અવરથા. (આદિ 'અ' ઉમેરાયો છે.)

## અેાકારાંત નરજાતિ શબ્દ.

સંસ્કૃતમા અકારાંત નરજાતિના પ્રથમના એકવચનમા તેને છેડે **अस्** (અંત્ય **अ+स्** પ્રત્યય) આવે છે, તેનો ગુજરાતીમાં **ओ** થએલો છે. જેમ, ઘટઃ–ઘડો, તારકઃ–તારો, દીપઃ–દીવો. નગ્નઃ–નાગો. રક્ષકઃ–રખો. રસઃ–રસો. રાસઃ–રાસો. વાસઃ=વાસો.

## ઉંકારાંત નાન્યતરજાતિ શબ્દ.

સંસ્કૃતમા અકારાંત નાન્યતરજાતિના પ્રથમના એકવચનમા તેને છેડે **अम्** પ્રત્યય આવે છે, તેનો ગુજરાતીમા **उं** થએલો છે. જેમ, નમનમ્=નમણું. મરણમ્=મરણું. શરણમ્=શરણું. સારમ્=સારૂં. નવમ્=નવું. ઉજ્જવલમ્=ઊજળું.

## વ્યંજન વિકાર.

૧. ઘણુંકરીને શબ્દના આદિ વ્યંજનમાં ફેરફાર થતો નથી:—
કર્દમ–કાદવ. સાગર–સાયર. મક્ષિકા–માખી.

૨. क् અથવા ष् નો ख् થઇ જાય છે:—

કોણ:–ખુણો. પાલક–પાલખ. રેષા–રેખા. વિષ–વિખ. હર્ષ–હરખ. કૂટમ્=ખોટું.

૩. क् નો ग् થઇ જાય છે:—

કાક–કાગ. પ્રકટ–પ્રગટ. બક–બગ. ભક્ત–ભગત. ભક્તિ–ભગતી. મુક્તિ–મુગતિ. મુકુટ–મુગટ. મુકુર–મોગરો. મૂક:–મૂગો. યુક્તિ–જુગતિ. રત્નાકર–રતનાગર. સકલ–પ્રા. સઅલ,–સગળું–સઘળું.

૪. લઘુતાવાચક કે સ્વાર્થે (તેના તેજ અર્થમા) શબ્દને છેડે આવેલા क् નો ड्, ल् કે ळ् થાય છે:—

કાકક:—કાગડો. પુચ્છકમ્–પુંછડું. લોહક–લોહોડું, લોઢું. વૃક્ષક–વરખડો, રૂખડો. એકક:–એકલો. અંધક:–આંધળો.

૫. श्, ष्, स् નો छ् થાય છે:—

શાવક:—પ્રા. છાવક–છોકરો. ષષ્–છ. સત્–છત, છતું. મનીષા–મંછા.

૬. च् અને य् નો ज् થાય છે:—

ત્વચ્—તજ. અંતર્યામી–અંતરજામી. આશ્ચર્ય–અચરજ. યોગ્ય–જોગ. અયોગ્ય–અજોગ. ઉદ્યમ–ઊજમ. કાર્ય–કારજ. મર્યાદા–મરજાદા. યજ્ઞ–જગન. યતિ–જતિ. યત્ન–જતન. યંત્ર–જંત્ર. યમ–જમ. યશ–જશ. યાગ–જાગ (જગન). યાત્રા–જાત્રા. યાદવ–જાદવ. યુક્તિ–જુગતિ. યુગ–જુગ. યુદ્ધ–જુદ્ધ. યુવન્–જુવાન. યોગ–જોગ. સંયોગ–સંજોગ.

યોગી-જોગી. યોદ્ધા-જોદ્ધો. વાદ્યકમ્-વાજું (બોલવાનું-અવાજ કરવાનું સાધન).

૭. त વર્ગના અક્ષરોને ઠેકાણે ट વર્ગના અક્ષરો થાય છેઃ—

મૃત્તિકા—પ્રા. મટ્ટિઆ-માટી. વર્તિ-પ્રા. વટ્ટિ-વાટ. ગ્રંથઃ-ગંઠો. છિદ્રમ્-છીડું. વર્ધમાન-વઢવાણ. વૃદ્ધઃ-બુઢ્ઢો,-વડો. પઠતિ-પઢે (ડ્ નો ઢ્ થયો છે). મઠ-મઢી. ધુર્ય-ઢોર. દુષ્કાળ-ડકાળ. દેહલી-ડેહલી દંશ-ડંખ.

ન્ નો ણ્-અજ્ઞાન-અજાણ. અનુસાર-અણસારે, અણસારો. ઔદ્યાની-ઉજાણી. કઠિન-કઠણ. ખનિ-પ્રા. ખાણી-ખાણ. ગાનમ્-ગાણું. ચલન-ચલણ. જન-જણ. જમન-જમણ. જીવન-જીવણ. દાન-દાણ, દેણ. ધની-ધણી. ધમની-ધમણ. નયન-નેણ. નનાદ્-નણંદ. પાનીય-પાણી. પાલન (કમ્)-પારણું, પાલણું. બંધનમ્-બાંધણું. ભાનુ-ભાણ. માન-મણ, માણું, માણી. માનુષ-માણસ. રજની-રેણ. લાભન-લહાણ. વચન-વેણ. વલન-વલણ. વહન-વે'ન, વેણ. વહિની-વહાણ. વ્યાખ્યાન-વખાણ. સંધાન-સાંધણ. સુજ્ઞાન-સુજાણ. સ્થાનકમ્-અપ. થાણઉ-થાણું. સ્થાપન-થાપણ. સ્મશાન-મસાણ. હાનિ-હાણ.

૮. કોઈ પ્રસંગે ण् નો न् થાય છેઃ—

કર્ણ-પ્રા. કણ્ણ-કાન, કાનો. જીર્ણકમ્-પ્રા. જુણ્ણઉ-જૂનું. પર્ણ-પ્રા. પણ્ણ-પાન. પુણ્ય-પુન્ય. વર્ણ-વાન.

૯. ट् અથવા त् નો ड् થઇ ड़ થાય છેઃ—

કટિ-કેડ. કપાટ-કમાડ. કીટઃ-કીડો. કીટિકા-કીડી. કુક્કુટઃ-કૂકડો. કોટિ (ટી)-કરોડ. ઘટઃ-ઘડો. ઘોટકઃ-ઘોડો. ચતુષ્પટઃ-ચોપડો. ઝાટ-ઝાડ. તટ-તડ, તેડ. પર્પટ-પાપડ. બટુકઃ-બડુઓ, બડવો. ભટ-ભડ=યોદ્ધો. મર્કટઃ-માકડો. વટઃ-પ્રા. વડો-વડ. વાટી-વાડી.

પ્રતિચ્છાયા-પડછાયો. પ્રતિપદ્-પડવો. પ્રતિવેશી-પાડોસી. મૃત-કમ્-મુડ(દું).

૧૦. **न** નો **ल्** અને **ल्** નો **न्** થાય છે:—

કથની-કુથલી. નીલકંઠ-લીલકંઠ (મોર, શિવ, ચાપપક્ષી). નિમ્બકઃ-પ્રા. નિંબુઓ-લીબડો (લીમડો). નીલ-લીલું. લાંગર-નાગર.

૧૧. **प्** નો **व्**, **ब्**, **म्** કે **फ्** થાય છે:—

કૂપઃ-કુવો. ગોપાલ-ગોવાળ. તાપ-તાવ. પશ્ચાત્તાપ-પસ્તાવો. દીપઃ-દીવો. દીપાલી-દિવાળી. પ્રતિપદ્-પડવો. મંડપઃ-માડવો. વાપી-વાવ. વિરૂપઃ-વરવો. સપાદ-સવા. આપદા-આબદા. કપાટ-પ્રા. કવાડ-કમાડ. સ્વપ્ન (કમ્)-સમણું. પાશઃ-ફાંસો. પનસ-ફણસ.

૧૨. **व्** નો **ब्** થાય છે:—

ધાવક-ધોબી. વૃત્તિ-બત્તી. વિરાજિત-બિરાજ્યો. શવ-શબ.

૧૩. **म्** નો **व्** અને **व्** નો **म्** થાય છે:—

કર્દમ-કાદવ. વર્ધમાન-વઢવાણ. સુપર્વન્-સપરમો. સ્વપ્ન-પ્રા. સિમિણ-સમણું. આમ્ર-આંબો. તામ્ર-પ્રા. તંબ-તાંબું.

૧૪. **य्** નો **इ**, ને **व्** નો **उ** થઇ પાછલા સ્વર સાથે મળી **ए** કે **ओ** થાય છે:—

ક્ષય-ખઇ-ખે. જય-જે. નયન-નેણ-નેન. ભય-ભઇ-ભે. રજની-રયણી-રેણ. નિયમ-નીમ-નેમ. પ્રત્યય-પતીજ. વિષય-વિષે. સમય-સમે. કવલ-કોળીઓ. ધવલકમ્-ધોળું. રસવતી-રસોડું. લવણ-લૂણ. સ્વર-સૂર.

૧૫. **ड**, **र्**, **ल्**, **ळ्** અક્ષરો એકબીજાને સ્થાને બદલાય છે:-

ક્રોડઃ-ખોળો. ગુડ-ગોળ. તડાગ-તળાવ. અષ્ટવાર-અઠવાડીઉં. પક્ષવાર-પખવાડીઉં. કુઠારઃ-કુવાડો. બારાક્ષરી-બારાખડી. પ્રારબ્ધ-

પ્રાલબ્ધ. સરિતા–સલિતા. હરિદ્રા–હળદર. કપાલ–કપાળ. કાલમ્–કાળું. ગોલ–ગોળ, ગોળો. તાલકમ્–તાળું. વિશાલ–વિશાળ. પાલન (કમ્)–પારણું, પાલણું. શ્રીફલ–શ્રીફળ.

૧૬. શબ્દની આરંભે ન હોય એવા ख्, घ्, थ्, ध्, भ् નો ह् થાય છેઃ—

નખ–પ્રા. નહ–નહો(ર). મુખ–મુહ,–મોં. લેખકઃ–લહીઓ. દેવગૃહ–દેવઘર–દેહરૂં. પિતૃગૃહ–પ્રા. પિઇઘર–પિઇહર,–પીયર. માતૃગૃહ–પ્રા. માઇઘર–માઇહર,–મહીયર. મેઘ–મેહ. કથન–કહેણ.કથાનિકા–પ્રા. કહાણિઆ–કહાણી. પ્રથમ–પહેલું. અધુના–અહુણા–હમણા. ગોધૂમ–પ્રા. ગોહૂમ–ઘઉં. દધિ–પ્રા. દહિ–દહિં. બધિરઃ–બહેરો. વધૂ–વહૂ–વહૂ વેધ–વેહ. સાધુકાર–સાહુકાર. આભીર–આહીર. લાભ–લાહવો.

કોઈ પ્રસંગે ह् નો घ्, ढ्, फ् થાય છે.–દાખ:–દાધો સિંહ–સિંધ. સંહાર–સંધાર. લોહ–લોઢું. ગુહા–ગુફા.

૧૭. श्, ष् નો स् થાય છેઃ—

કિંશુક–કેસુડું. વંશઃ–વાંસો. વિશ્રામઃ–વિસામો. શત–સો. શબ્દ–પ્રા સદ્દ–સાદ. શર્કરા–પ્રા. સક્કરા–સાકર. શલાકા–સળી. શશકઃ–સસલો. શુષ્કમ્–સૂકું. શુંડા–સૂંઢ. શૂન્ય–સૂન. શૃંખલા–સાકળ. શ્યામલ (કમ્)–સામળું. શ્યાલઃ–સાળો. શ્યાલી–સાળી. શ્રીખંડ–સુખડ. શ્વસુરઃ–સસરો. શ્વશ્રૂ–સાસુ. શ્વાસ–સાસ. શ્વાસોચ્છ્વાસ–સાસોસાસ. શ્વાસોશ્વાસ. તૃષા–તરસ. મનુષ્ય–માણસ મહિષી–ભેંસ. વર્ષ–વરસ, વરખે. પોષ–પોસ.

૧૮. स् નો ह् થાય છેઃ—

ઉષ્ણુકમ્–ઊન્હું, ઊનું (ष નો स् થઈ). કૃષ્ણઃ–પ્રા. કણ્હો–

કહાન. દિવસ-પ્રા. દિઅહ,-દિહ, દહાડો. પાષાણ-પહાણ. પ્રસૃત-પહોડ. સ્ના-પ્રા. ણ્હા-નહા,-નહા(વું).

## વ્યંજનોનો લોપ.

શબ્દની શરૂમા ન હોય, અને જોડાક્ષરમાં ન હોય, એવા क्, ग्, च्, ज्, त्, द्, प्, य् અને व् નો ઘણું કરીને લોપ થાય છે, લોપ થતાં વ્યંજનમાથી જે સ્વર બાકી રહે તેનો તેની પૂર્વના સ્વર સાથે સંધિ થાય છે. વ્યંજન લોપાયા પછી अ કે आ રહે, ને તેની પહેલાં अ કે आ હોય ત્યારે તેનો ઉચ્ચાર य જેવો થાય છે.

અંધકાર-અંધારૂં. ઉષ્ણકાલકઃ-પ્રા. ઉન્હઆલઓ-ઉનાળો. કંસકારઃ-કંસારો. કુંભકાર-પ્રા. કુંભઆર-કુંભાર. કોકિલ-પ્રા. કોઇલ-કોયલ. ચિત્રકારઃ-ચીતારો. તૈલિકઃ-તેલિઓ-તેલી. નાણકમ્-નાણું. નારિકેલ-પ્રા. ણારિએલ-નારિએળ. મકુલ-પ્રા. મઉલ-મોલ, મોર. મામકઃ-મામો. યૂકા-પ્રા. જૂઆ-જુ. લડુકઃ-લાડુઓ-લાડવો. લોહકાર-લુહાર. શીતકાલઃ-શિઆળો. નગર-પ્રા. નયર,-નઇર, નેર. ભગિની-ભઇણી-બહિણી,-બેન. શૃગાલ-પ્રા. સિઆળ-શિયાળ. સાગર-સાયર. વચન-પ્રા. વયણ-વેણ. સૂચી-પ્રા. સુઇ-સોય. રજની-પ્રા. રયણી-રેણ. રાજા-પ્રા. રાઆ-રાયા,-રાય અમૃત-પ્રા. અમિઅ-અમી. કાતર-કાયર. ખંડિતઃ-ખંડિઓ. ગતકઃ-પ્રા.-ગયઅઉ-ગયો. ઘૃત-પ્રા. ઘિઅ-ઘી. પિતૃગૃહ-પિઇઘિર-પિઇહર,-પીયર. પીતલકમ્-પીળું. પ્રતોલી-પોળ. ભ્રાતૃકઃ-ભાઇઓ-ભાઇ. ભ્રાતૃજાયા-પ્રા. ભાઉજાયા-ભોજાઇ. માતૃગૃહ-પ્રા. માઇઘર-માઇહર,-મહિયર. મૃતઃ-મુઓ. કદલ-પ્રા. કયળ-કેળ. પાદ-પાય, પા. કેદાર-પ્રા. કેઆર-ક્યારો. કૂપઃ-પ્રા. કુઓ-કુવો. પ્રિય-પિઉ. મયૂર-પ્રા. મઉર-મોર. દિવસ-પ્રા. દિઅહ-દિહ, દહા(ડો).

કફોણી-કોણી. અરઘટ્ટ-રહેંટ, રેંટ.

**અનુસ્વારનો ઉમેરો:**—કેટલાક શબ્દમા અનુસ્વાર વધ્યું છે. જેમ, અક્ષિ-પ્રા. અક્ખિ-આંખ. અશ્રુ-પ્રા. અંસુ-આંસુ. ઉચ્ચમ્-ઉંચુ. ખડ્ગ-પ્રા. ખગ્ગો-ખાંડુ. છિદ્રમ્-છીંડું. પક્ષી-પંખી. પુચ્છકમ્-પુંછડું. માર્જાર-પ્રા. મંજાર-માજરઃ=બિલાડો. વક્રમ્-પ્રા. વંક-વાંકું. સંમુખ-સામું.

**વર્ણવ્યત્યયઃ**—કોઇ પ્રસગે અક્ષરો ઉલટપાલટ થાય છે:—

ચટકઃ—ચકલો. ચિકિલ-કીચડ. તુંદી-દૂંટી. દારકઃ-દીકરો. દારિકા-દીકરી. નમ્ર-નરમ. પ્રાઘૂણકઃ-પરો(હ)ણો. બદરી-બોરડી. બિડાલઃ-બિલાડો. વલ્લભમ્-વહાલું ( મ્ નો હ્ થઈ ). વારિદ-વાદળ. સુલભ-સહેલું. **હ્રદ**-દહરો, ધરો ( પાણીનો ).

## જોડાક્ષર વિકાર.

૧. જોડાક્ષરમાથી વખતે એક અક્ષર ઊડીજતા તેની પૂર્વનો સ્વર દીર્ઘ થાય છે, પણ પ્રાકૃત ભાષામાં તો ઘણુકરીને પ્રથમ વ્યંજન લોપાતા બીજો વ્યંજન બેવડાય છે.

ઉત્કર-પ્રા. ઉક્કેર-ઊકર(ડો). ઉત્થાપન-ઊથાપન. ઉત્પન્નઃ-ઊપનો. દુગ્ધ-પ્રા. દુદ્ધ-દૂધ. પિચ્છ-પીછું. પિત્તલ-પીતળ. ભક્ત-પ્રા. ભત્ત-ભાત. મત્કુણ-માકણ. મૌક્તિક-પ્રા. મોત્તિઅ-મોતી. રક્ત-પ્રા. રત્ત-રાતું. લજ્જા-લાજ.

ઉર્ધ્વ-પ્રા. ઊબ્ભ-ઊભું. કર્ત્તરી-પ્રા. કત્તરી-કાતર. કર્દમ-પ્રા. કદ્દમ-કાદવ. કર્પટમ્-કપડું. કર્પાસ-કપાસ. ખર્જૂર-પ્રા. ખજ્જૂર-ખજૂર. ગર્દભ-પ્રા. ગદ્દહ-ગધેડો. ગર્ભ-પ્રા. ગબ્ભ-ગાભ. ગન્ત્રી-ગાડી. દર્ભ-પ્રા. દબ્ભ-દાભ. દુર્બલ-પ્રા. દુબ્બલ-દૂબળો. બર્કર-પ્રા. બક્કર-બકરો. બિમ્બમ્-બીબું. માર્ગ-પ્રા. મગ્ગ-માગ. રાજ્ઞી-રાણી. વાર્તા-પ્રા. વત્તા-વાત. શર્કરા-પ્રા. સક્કરા-સાકર. શૂર્પ-સૂપડું. સર્પ-

પ્રા. સપ્પ-સાપ. અદ્ય-પ્રા. અજ્જ-આજ. ઉદ્યમ-પ્રા. ઉજ્જમ-ઊજમ. વાદ્યકમ્-વાજું. વિદ્યુત્-પ્રા. વિજ્જુ-વીજ(ળી). સંધ્યા-પ્રા. સંઝા-સાંજ.

ઉર્ણ-પ્રા. ઉણ્ણ-ઊન. કર્ણ-પ્રા. કણ્ણ-કાન. કર્મ-પ્રા. કમ્મ-કામ. કાર્ય-પ્રા. કજ્જ-કાજ. ચૂર્ણ-પ્રા. ચુણ્ણો-ચૂનો. ચર્મ-પ્રા. ચમ્મ-ચામડી. ચાતુર્માસ-ચોમાસું. ચુલ્લી-ચૂલો. છલ્લી-છાલ. પર્ણ-પ્રા. પણ્ણ-પાન. પલ્લવ-પાલવ. ફુલ્લ-ફૂલ. ભલ્લઃ-ભાલો. ભિન્નમ્-ભીનું. સુવર્ણકમ્-પ્રા. સુવણ્ણઉં-સોણ્ણઉ,-સોનું.'

૨. ઘણુંકરીને જોડાક્ષરમાં પહેલા અક્ષરનો લોપ થાય છે, પણ न, म, य, र, व, બીજા હોય તો તે લેપાય છે.—

**अ.** કર્પૂર-કપૂર. વર્તન-વતન. સ્થાનકમ-પ્રા. થાણઉ-થાણું. સ્થિર-થીર. શ્મશ્રુ-પ્રા. મસ્સુ-મૂછ.

**आ.** અગ્નિ-પ્રા. અગ્ગિ-આગ. લગ્ન-પ્રા. લગ્ગ-લાગ. રશ્મિ-પ્રા. રસ્સિ-રાસ. અગમ્ય-અગમ. આલસ્ય-આળસ. કાંસ્યકમ્-કાંસું. જન્ય-જાન(વરના સ્નેહી). જ્યેષ્ઠ-જેઠ. જ્યોતિષિક-જોશી. ધાન્ય-ધાન. ધુર્ય-ઢોર. નિત્ય-નીત. પર્યંક-પલંગ. વૈદ્ય-વૈદ. સાક્ષ્ય-સાખ. અગ્ર-પ્રા. અગ્ગ-આગ(ળ). આભ્ર-આભ. આમ્ર-આંબો. ગ્રામ-ગામ. ચંદ્ર-પ્રા. ચંદ-ચાંદ. તામ્ર-પ્રા. તંબ-તાંબું. નક્ર-નાક. પુત્ર-પૂત. ભ્રમર-પ્રા. ભમર-ભમરો. રાત્રિ-પ્રા. રત્તી-રાત. વ્યાઘ્ર-પ્રા વગ્ઘ-વાઘ. શ્રેષ્ઠી-શેઠ. સૂત્રધાર-સુથાર. જ્વાળ-પ્રા. જાલ-ઝાળ. દ્વાર-પ્રા. દાર-બાર,-બાર. દુર્વા-દરો. ધ્વજ-ધજા. પક્વ-પ્રા. પિક્ક-પાકું. નિશ્વાસ-નિસાસો. નૃત્ય-પ્રા. નચ્ચ-નાચ ( त् નો च् થાય છે ). સત્ય-પ્રા. સચ્ચ-સાચ.

૩. અર્વાચીન તદ્ભવ શબ્દોમાં જોડાક્ષરના ભાગ જુદા પાડવામા આવે છે:—

આશ્રય–આશરો. કર્ત્તા–કિરતાર, કરતાર. કાર્ય–કારજ. ગૃહ–ઘર. ગ્રહણ–ઘરણુ. ચક્ર–ચક્કર. છત્ર–છત્તર. ધર્મ–ધરમ. પ્રાણ–પરાણ, પરાણે. મગ્ન–મગન. માર્ગ–મારગ. વર્ષ–વરસ. શાપ–શ્રાપ–શરાપ. સંગ્રહ–સંઘરો. સ્મરણ–સમરણ.

૪. સંસ્કૃત અનુસ્વારનો ઉચ્ચાર મોળો પડતા તેની પૂર્વનો સ્વર દીર્ઘ થાય છેઃ—

અંક–આંક, આંકો. અંગણમ્–આંગણું. અંગુલી–આંગળી. અંધકઃ–આંધળો. કંકણ–કાંકણ. કંકરઃ–કાંકરો. કંચુલિકા–કાંચળી. કંટકઃ–કાંટો. કંઠઃ–કાંઠો. ખંડ–ખાંડ. ચંચુ–ચાંચ. ચંદ્ર–પ્રા. ચંદ–ચાંદો. દંત–દાંત. પંચ–પાંચ. મંજરી–માંજર=અંકુર. રંક–રાંક. લંબમ્–લાંબું. વંશ–વાંસો, વાંસ. સંકટ–સાંકડું. સંધાન–સાંધણ. સંધિ–સાંધો. સંધ્યા–પ્રા. સંઝા–સાંજ.

૫. ક્ષ્ નો ખ્ કે છ્ થાય છે.—

અક્ષય–આખું. અક્ષિ–પ્રા. અક્ખિ–આંખ. અંગરક્ષકમ્–પ્રા. અંગરક્ખઉં–અંગરખું. અલક્ષ્ય–અલખ. કક્ષા–કાખ. કુક્ષિ–પ્રા. કુખ્ખિ–કૂખ. ક્ષમા–ખમા. ક્ષાર–ખાર. ક્ષીર–પ્રા. છીર–ખીર. ક્ષુર–ખરી. ક્ષેત્ર–પ્રા. છેત્ત–ખેતર. ક્ષેપક–ખેપીઓ. ક્ષેમ–ખેમ. ચોક્ષ–ચોખ્ખું. દક્ષિણા–દખણા. દ્રાક્ષા–દરાખ. નિરીક્ષા–નીરખ. પક્ષ–પ્રા. પક્ખ–પાખ. પક્ષી–પંખી. પરીક્ષા–પરીખ, પારેખ. બારાક્ષરી–બારાખડી. ભિક્ષા–ભીખ. મક્ષણ–પ્રા. મક્ખણ–માખણ. મક્ષિકા–માખી. રક્ષા–રાખ. રક્ષક–રખો. લક્ષ–લાખ. લક્ષણ–લખણ. લક્ષ્મી–લખમી–લછમી–લાછ.

ઋક્ષ–રીંછ. ક્ષુર–છરો. લક્ષ્મી–લાછ.

કોઈ પ્રસંગે ક્ષ્ નો ઝ્ થાય છેઃ–ક્ષર–ઝરો. ક્ષરણ–ઝરણ. ક્ષરતિ–ઝરે. ક્ષીણમ્–ઝીણું.

૬. **स**કાર સાથે મળેલા કે **ह्** ની પાસે આવેલા **क्** નો **ख्**, **च्** નો **छ्**, **ज्** નો **झ्**, **ट्** નો **ठ्**, **त्** નો **थ्**, **प्** નો **फ्**, અને **व्** નો **भ्** થાય છે; એટલે અલ્પ પ્રાણીને સ્થાને મહાપ્રાણી થાય છે. **स**કાર, **ह**કાર લોપાય છેઃ—

સ્કંધ—પ્રા. ખંધ—ખાંધ. પશ્ચાત્—પ્રા. પચ્છા—પાછુ દંષ્ટ્રા—પ્રા. દાઢા—દાઢ ( **ठ्** નો **ढ्** થયો છે ). દૃષ્ટકમ્—પ્રા. દિટ્ઠઉ—દીઠું. નષ્ટમ્—નઠારૂ. મૃષ્ટકમ્—પ્રા. મિટ્ઠઉ—મીઠું. નાસ્તિ—નથી. પ્રસ્તર—પ્રા. પત્થર,—પત્થર, પથરો. મસ્તકમ્—માથું. સ્તંભકઃ—થાંભલો. સ્તર—થર. સ્તોક—થોડું. હસ્ત—પ્રા. હત્થ—હાથ. હસ્તલ—હથેલી. બાષ્પ—પ્રા. બપ્ફ—બાફ જિહ્વા—પ્રા. જિબ્ભા—જીભ.

**स्थ्** નો **ठ्**—એકસ્થમ્—એકઠું. સ્થગ—ઠગ. સ્થામ—પ્રા. થામ=ઠામ અસ્થિ—પ્રા. અટ્ઠિ—હાડ.

**त्स्** માં **स्** નો **छ्**—ઉત્સંગ—પ્રા. ઉચ્છંગ—ઓછંગ. ઉત્સવ—પ્રા. ઉચ્છવ—ઓચ્છવ. ઉત્સાહ—ઉચ્છાહ. મત્સ્ય—મછ. મત્સર—મચ્છર. વત્સ—પ્રા વચ્છ—વાછ(ડું), વાછર(ડું); બચ્ચું.

**प्स्** માં **स्** નો **छ्**—અપ્સરસ્—અપ્છરા.

---

## દ્વિરુક્ત શબ્દ.

ગુજરાતી ભાષામા ઘણી વખત બેવડાયલા ( **દ્વિરુક્ત** ) શબ્દો વપરાય છે. **એથી તેમાં** ' દરેકનો, ' ' પૂર્ણપણાનો, ' ' વારંવાર થવાનો,' કે ' અતિશયનો, ' વગેરે અર્થ આવે છે. જેમ, **ક્ષણેક્ષણે** જગત્ મરે છે, **ને ઉત્પન્ન પણ** થાય છે. ( પ્રત્યેક ક્ષણે ). તેણે રકાબીના કડકેકડકા કર્યા. ( પૂર્ણતાનો અર્થ ). તેણે બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કરી

શત્રુજિત્‌ની સભામાં આવી **પોકેપોક** મૂકી રુદન કર્યું. (ક્રિયાનું વારંવાર થવું). એ કિલ્લો જીતી લેવા **વખતોવખત** હુમલા થયા છે. (ઘણી વખત).

૧. **ક્ષણેક્ષણે** આયુષ્ય વહ્યું જાય છે; તાવનો રોગ **ગામેગામ** ફાટી નીકળ્યો છે; રોજમેળના **પાનેપાનાં** તપાસી ગયો પણ રકમ હાથ ન લાગી. ત્યાં **કોણકોણ** છે ? તે **આપોઆપ** ઉતરી જાય છે. તમે **જેજે** કામ કરો **તેતે** પહેલેથી વિચારીને કરજો. **ચારચાર** ગાઉ ચાલતા લાખો પંથ કપાય છે; **કાળાકાળા** મંકોડા ને **રાતીરાતી** જેમેલો. પાઠનું **વારંવાર** અધ્યયન કરવું. **જાજા**, ફરીને આવ, આ છોકરો આખો દહાડો **રમરમ** કરે છે; દાત **ચાવચાવ** કરીને થાકી જાય છે, શહેરમાં **પકડાપકડી** ચાલી રહી છે; તે હંમેશાં **સુતાં-સુતાં** વાચે છે.

૨. કેટલેક પ્રસંગે બીજો શબ્દ પહેલા શબ્દના પહેલા અક્ષરમાં ફેરફાર થઇને બને છે. આવા ફેરફારમાં પ્રથમ અક્ષરને સ્થળે **બ**કાર વિશેષ જોવામાં આવે છે. આથી **બબ્બાની બલિહારી** કહેવાય છે. કોઇ પ્રસંગે પકાર, મકાર, સકાર વગેરે જણાય છે. જેમ, અક્ષર બક્ષર, કારેલાંબારેલાં, ખર્ચમર્ચ, ઘીબી, ઝાડબાડ, તલબલ, પાણી-બાણી, શાકબાક, શોરબકોર; આડોશીપાડોશી, ઉલટપાલટ; ધંતર-મંતર, છાનોમાનો, ગપસપ, બાકીસાકી, વેચીસાટી, ઓસડવેસડ; અચ્ચાકચ્ચાં, બાજરોકાજરો. આમાં બીજા શબ્દનો અર્થ પહેલા શબ્દના અર્થને "જેવું બીજું કાંઈ" એમ થાય છે. પાણીબાણીમાં 'બાણી'નો અર્થ "પાણી જેવું બીજું કાંઈ" થાય છે.

૩. કેટલીક વખતે બેવડાયલા શબ્દો **અનુકરણવાચક** હોય છે, એટલે પ્રાણી કે પદાર્થના પડવાથી, અફળાવાથી કે બોલવાથી થએલા

હોય છે. જેમ, કોઇવાર જ્વાળામુખી પર્વતની કરોડમાથી **ફડાફડ** પત્થર ફૂટે છે; આઠદશ ચાબખા **સડાસડ** લગાવી દીધા; તે **કચકચ** કરે છે; કાગડા **કાકા** કરે છે; ધબધબ, તડાતડ, સડસડાટ, લપલપાટ.

૪. કેટલીક વખત પર્યાય શબ્દથી શબ્દ બેવડાય છે. જેમ, આદરમાન, કામકાજ, કાણુંમેસ, કોલકરાર, ક્ષેમકુશળ, ખોડખાંપણ, ગાડુંઘેલું, છળકપટ, જરજેવર, છુવજાન, ઠંકુગાર, ઢગોફટકો, નવું-નકોર, નોકરચાકર, શીકુંકચ, મોજમઝા, મોજશોખ, લાલચોળ, લીલુંછમ, વનવગડો, વેપારરોજગાર, શાલપામરી, હુનરકળા.

# ખંડ ૪થો.

## વાચનમાળાના શબ્દોની વ્યુત્પત્તિ.

### ( અરબી તથા ફારસી શબ્દોની સમજુતી સહિત )

### વ્યુત્પત્તિશિક્ષણ.

વાચનપાઠ વખતે પાઠમા આવતા શબ્દોની વ્યુત્પત્તિ શિખવવી એ વ્યુત્પત્તિ શિખવવાની ઉત્તમપદ્ધતિ છે. આથી અમે આ પુસ્તકને અંતે સરકારી વાચનમાળાની છટ્ઠી તથાસાતમી ચોપડીના પાઠવાર શબ્દોની વ્યુત્પત્તિ વિદ્યાર્થીઓની બુદ્ધિ કેળવાય એવી રીતે આપેલી છે. આ પ્રકરણ શરૂ કરતાં પહેલા શિક્ષકોએ વિદ્યાર્થીઓને એ વિષયની સમજુતી આપવી અગત્યની છે. પહેલી ગુજરાતી ભાષાની ઉત્પતિ વિષે, એને માટે અમે આ પુસ્તકની શરૂઆતમા ટુંક લેખ આપ્યો છે. બીજી શબ્દોની બાધણી વિષે તેને માટે નીચેને ક્રમે સમજુતી આપવી.

પરમેશ્વર, માબાપ અને ગામેગામ આ ત્રણે શબ્દો બબ્બે શબ્દોના બનેલા છે. 'પરમેશ્વર' શબ્દ 'પરમ' અને 'ઇશ્વર' શબ્દની સંધિ થઇ થએલો છે. 'પરમ' શબ્દને અંતે **अ** સ્વર છે, ને 'ઇશ્વર' શબ્દમાં આદિ એ **ई** સ્વર છે. **अ** ને **ई** સ્વર મળી **ए** સ્વર થઇ 'પરમેશ્વર' શબ્દ બન્યો છે. આવા સ્વર સંધિવાળા ઘણા સંસ્કૃત શબ્દો ગુજરાતી ભાષામાં તેવાને તેવાજ દાખલ થયા છે. ગુજરાતી શબ્દોમાં બે સ્વરો (નદીએ) સાથે આવી શકે છે.

માબાપ=મા અને બાપ. આમાં માબાપ શબ્દના ભાગ પાડતા વચ્ચે 'અને' ઉમેરવો પડે છે. કેટલીક વખત વિભક્તિના પ્રત્યય ( ભક્તિમાર્ગ=ભક્તિનો માર્ગ ) ઉમેરવા પડે છે, અને કોઇ વખત કાંઇપણ ઉમેરવું પડતું નથી. ( સુજન=સારો માણસ ). આવી રીતે

'અને' કે 'કે' ઉમેરવો પડે તો તે સમાસ **દ્વંદ્વ**; વિભક્તિનો પ્રત્યય ઉમેરવો પડે તો તે સમાસ **તત્પુરુષ**; અને કંઇજ ન ઉમેરવું પડે તો તે **કર્મધારય** સમાસ કહેવાય; આખો સમાસ બીજા શબ્દનું વિશેષણ **થતું** હોય ત્યારે **બહુવ્રીહિ** સમાસ કહેવાય. (ચંદ્રમુખી (સ્ત્રી)=ચંદ્ર જેવું મુખ છે જેનું તે); અને વચમાં શબ્દો ઉમેરવા પડે, તો **મધ્યમપદલોપી** સમાસ કહેવાય. (કલ્પવૃક્ષ=કલ્પ-મનોરથ પૂરક વૃક્ષ.)

મુસાફરીમાં ગામેગામ રસોઇ કરવાની સોઈ ન મળે, એમાં ગામેગામ='દરેક ગામે' એવો એનો અર્થ છે. આવી રીતે બેવડાયલા શબ્દો **દ્વિરુક્ત** કહેવાય છે.

સુજનતા=(સુજન+તા), નરમાશ=(નરમ+આશ), બદમાશી=(બદમાશ+ઈ). આવા શબ્દોના ભાગ પાડતા એક શબ્દ ને બીજો પ્રત્યય હાથ લાગે છે. આવા શબ્દ **તદ્ધિતશબ્દ** કહેવાય.

(શિક્ષકોએ સંધિ, સમાસ, ને તદ્ધિત શબ્દ પ્રકરણ વ્યુત્પત્તિ-શિક્ષણ વખતે શિખવવું સુયોગ્ય છે. વાચનપાઠમાં તેવા શબ્દ આવે ત્યા તે બરાબર સમજાવવા.

રક્ષક (**रक्ष्+अक**)=રક્ષણ કરનાર; વચન (**वच्+अन**)= બોલવું તે; પ્રતાપ (**प्र+तप्+अ**)=વિશેષ તપવું તે; જાણકાર (જાણ+કાર)=જાણનાર; પડતી (પડ+તી)=પડવું તે. આવા શબ્દોમા **શબ્દના અર્થપરથી** ધાતુ, ઉપસર્ગ કે પૂર્વંગ, ને પ્રત્યયનો અર્થ વિદ્યાર્થી પાસે કઢાવવો. વાચન પાઠના શબ્દની વ્યુત્પત્તિ અમે આ ઢબે લખી છે. 'રક્ષક'નો અર્થ રક્ષણ કરનાર થાય છે. એમા 'રક્ષણ કરવું' અર્થ '**रक्ष्**' ધાતુનો ને 'નાર' અર્થ '**अक**' પ્રત્યયનો છે. 'જાણકાર'નો અર્થ 'જાણનાર' થાય છે. એમાં

'જાણવું' અર્થ 'જાણ' ધાતુનો ને 'નાર' અર્થ 'કાર' પ્રત્યયનો છે. વ્યુત્પત્તિના વિષયનું સચોટ જ્ઞાન થવા માટે આ પુસ્તકનો બીજો ખંડ વખતપત્રકમાં વ્યુત્પત્તિનો વિષય હોય તે વખતે ચલાવવો લાભકારી છે. આ પુસ્તકમાં શબ્દોની પસંદગી સામાન્ય રીતે સરકારી ને ત્રિવેદી વાચનમાળાના પાઠોમાંથી કરેલી છે; વળી શબ્દો છઠ્ઠી ચોપડીના ધો. ૬મા ને સાતમી ચોપડીના ધો. ૭ માં આપેલા છે; તેથી શિક્ષણમાં સુગમતા થશે. ઉત્સર્ગ પ્રકરણ ટ્રે. કૉ. ના સ્કોલરો માટે છે.

---

# છઠ્ઠી ચોપડી.

**પાઠ ૧**—કર્તવ્ય ( **कृ+तव्य** )=કરવા યોગ્ય; કામ, ધર્મ, ફરજ. પરમેશ્વર ( પરમ+ઈશ્વર )=સૌથી શ્રેષ્ઠ ઈશ્વર; જગદીશ્વર, પ્રભુ. માબાપ=મા અને બાપ. (દ્વંદ્વ). પૂજ્યભાવ=પૂજ્ય લાગણી. માન (**मान+अ**)=માન આપવું તે; પ્રતિષ્ઠા. પ્રાતઃકાળ=સવારનો વખત. નમન (**नम्+अन**)=નમવું તે. અનેક (અન્+એક)=એક નહિ તે; ઘણાં. (નઞ્). રક્ષણ ( **रक्ष्+अन** )=રક્ષણ કરવું તે; બચાવ. દયાળુ ( દયા+આળુ )=દયાવાળા; કરુણાળુ. અગણિત ( અ+ગણિત )=ન ગણાય તેટલું; અસંખ્ય. (નઞ્). અસંખ્ય (અ+સંખ્ય)=ગણત્રી ન થઇ શકે તેવું; અનંત, ઘણુંજ. (નઞ્). પ્રાણી (પ્રાણ+ઇન્‌નોઈ)= જીવવાળાં. સૂર્યમંડળ ( સૂર્યનું મંડળ )=સૂર્ય અને તેની આસપાસ ફરનારા ગ્રહો, ઉપગ્રહો, વગેરે. ઉપગ્રહ ( ઉપ+ગ્રહ )=ઉતરતા ગ્રહો; મોટા ગ્રહની આસપાસ ફરનારા—ચંદ્ર. ( ક. ધા. સ. ). સર્વવ્યાપક= સઘળે સ્થળે પ્રસરેલ. (૭. ત. પુ. સ. ). ભ્રમણ ( **भ्रम+अन** )=

ભમવું તે. શક્તિ (शक्+ति)=શક્તિમાન થવું તે; સામર્થ્ય; દેવી-મૂર્તિ. પ્રભુપ્રાર્થના ( પ્રભુની પ્રાર્થના ). ( ૬. ત. પુ. સ. ). ભાઈ-બેન=ભાઇ અને બેન. (દ્વંદ્વ). જગત્કર્તા ( જગતનો કર્તા ). દુકાળ ( सं. દુષ્કાલ-દુસ્+કાલ )=નઠારો વખત; એથી ઉલટો શબ્દ સુકાળ. સદ્વિચાર ( સત્+વિચાર )=સારા વિચાર. માયાળુ ( માયા+આળુ )= માયાવાળો. ધનવાન ( ધન+વાન )=ધનવાળો. હિતકર ( હિત+કર )= કલ્યાણને કરનાર; ફાયદાકારક. (ઉપપદ). આહારવિહાર (આહાર= ખાવુંતે+વિહાર=ગમતને માટે ફરવું તે ). (દ્વંદ્વ). વિદ્વાન્ ( विद्+वस्-वान् )=જાણવાવાળો; વિદ્યાસંપાદન કરેલી હોય તે. સત્પુરુષ ( સત્+પુરુષ )=સારો માણસ.

પાઠ ૨—હિંદુસ્તાન ( હિંદુ+फा. સ્તાન )=હિંદુઓનું ઠેકાણું. (૬. ત. પુ. સ. ). પાંડવ ( પાંડુ+અ )=પાંડુ રાજાના દીકરા. શાહ-જહાનાબાદ ( શાહજહાન+फा. આબાદ )=શાહજહાનનું સ્થાન, શાહજહાં પાદશાહે વસાવેલું શહેર. ( ૬. ત. પુ. સ ). દિવાને-આમ ( अ. દિવાનિ આમ )=સાધારણ લોકની સભા. દિવાને-ખાસ ( अ. દિવાનિ ખાસ )=અમીર લોકની સભા. બેગમ ( फा. બેગ= અમીરની સ્ત્રી ). હમામ ( अ. હમ્મામ )=નહાવું. મયૂરાસન ( મયૂર+ આસન )=મોરના આકારનું તખ્ત. નિરુદ્યમી ( નિર્+ઉદ્યમી )=ઉદ્યમ વગરના-નથી ઉદ્યમ જેને તે. ( બ. વ્રી. સ. ). પ્રખ્યાત (प्र+ख्या+ +त )=વિશેષ વખણાયલો. ( ક. ધા. સ. ). હૃદયવેધક=હૃદયને વિંધ-નાર. (ઉપપદ). વેધશાળા ( વેધ=સૂર્યચંદ્રના ગ્રહણનો કાળ+શાલા ) =આકાશી પદાર્થોની ગતિ વગેરે જોવાની જગ્યા ( ૬. ત. પુ. સ. ). જયસ્તંભ=જયને માટે થાભલો. ( ૪. ત. પુ. સ. ). પ્રાચીન (પ્રાચ્= પૂર્વનું+ઈન )=જૂનું, પુરાણું. કૈસરેહિંદ (फा.)=હિંદુસ્તાનનો કેસર.

કૈસરનું મૂળતો સંસ્કૃત કેસરી એટલે સિંહજ જણાય છે. ફારસી ભાષામાં એ અર્થની સાથે મોટો પાદશાહ એવો ભાવ પણ થાય છે. ઇરાનના જૂના પાદશાહો કૈસર કહેવાતા, લાટીન ભાષામા કાએસર અથવા અંગ્રેજીમાં અપભ્રંશરૂપે સીઝર જે બોલ બોલાય છે તે પણ મૂળે આજ શબ્દ છે. ફારસીમાં આ શબ્દ જાતિરહિત છે તેથી સ્ત્રી કે પુરુષ બંનેને સામાન્યરીતે લાગુ પડે છે. અભિષેક (**अभि+षिच्** +**अ** )=કોઇના તરફ છાટવું તે; દેવ અથવા ગાદીએ બેસતા નવા રાજાપર પાણી, દૂધ, વગેરેની જે ધારા કરવી તે, શાન્તિસ્નાન, તલ્લીનતાથી થવું તે.

**પાઠ ૩**—પરાક્રમ ( **पराक्रम्**=હિંમત બતાવવી+**अ** )=બહાદુરી; વીરતા; સામર્થ્ય. સહાયક ( **सह+अय्+अक** )=સાથે જનાર; મદદગાર. ( બ. વ્રી. સ. ). નીમકહલાલ ( નીમક+હલાલ=યોગ્ય )= જેનું લૂણ ખાધું હોય તેનું ભલું કરનાર; કૃતજ્ઞ. એથી ઉલટો શબ્દ નીમકહરામ; કૃતઘ્ન. પૂર્વજ ( પૂર્વ+જ )=પહેલા જન્મનાર; બાપ, દાદો, પરદાદો, વગેરે મરણ પામી ગએલા તે. ( ઉપપદ ). યાવચ્ચંદ્રદિવાકરો ( યાવત્=જ્યાંસુધી+ચંદ્ર+દિવાકર=દિવસને કરનાર; સૂર્ય )= સૂર્યચંદ્ર તપે ત્યાંસુધી. ( અ. ભા. સ. ). દુર્લભ ( **दुर्+लभ+अ**)= મુશ્કેલીથી મેળવાય તેવું; એથી ઉલટો શબ્દ સુલભ. લોહજડિત= લોઢાવડે જડેલું. ( ૩. ત. પુ. સ. ). નિરંકુશ ( નિર્+અંકુશ )= દાબવિનાનું; સ્વતંત્ર; ઉન્મત્ત. ઇંદ્રાસન ( ઇંદ્ર+આસન )=ઇંદ્રની ગાદી. વિધાતા ( **विधा**=પેદા કરવું+**तृ** નો **ता** )=પેદા કરનાર; સૃષ્ટિકર્તા; બ્રહ્મા. પ્રાણઘાતક=જીવનો ઘાત કરનાર. નકામા=કામ વગરના. (નઞ્). મધમાખ=મધ બનાવનાર માખી. ( મ. પ. લો. સ. ).

**પાઠ ૪**—પરિતાપ ( **परि+तप्+अ** )=ઘણું તપવું તે; દુઃખ,

શોક, ભય, કંપ; ઘણી ગરમી. તરુવર=ઝાડોમાં શ્રેષ્ઠ; મોટું ઝાડ. (૭. ત. પુ. સ.). અમૃત ( **अ+मृ+त** )=નહિ મરનાર. અહિં '**त**' પ્રત્યય કર્તાના અર્થમાં છે. જે પીવાથી માણસ મરેજ નહિ એવી કલ્પિત ઔષધિ; સુધા. (નઞ્). શોભન ( **शुभ्+अन** )=શોભનાર, સારૂં. લોભન ( **लुभ्+अन** )=લોભાવનાર. સુગંધ ( સુ+ગંધ )=સારી ગંધ, સારી વાસ; ખુશબો. ( ક. ધા. સ. ). વાસિત (**वास्+इत**)= સુગંધવાળું. શ્રમ ( **श्रम्+अ** )=થાકવું તે; થાક, મહેનત, દુઃખ. નાવિક ( **नौ+इक** )=નાવવાળો; નાવચલાવનાર; ખલાસી; સુકાની. પથિક ( પથિન્=રસ્તો, વાટ+ક )=રસ્તે જનાર; વટેમાર્ગુ.

**પાઠ ૫**—ભાષા ( **भाष्+आ** )=બોલવું તે, બોલી. ભિન્ન ( **भिद्+न** )=ભેદેલું; જુદું. સંસ્કૃત ( **सम्+कृ**-વચમાં **स्** વધે છે- =સુંદર કરવું+**त** )=સુંદર કરેલ, સુધારેલ; સુધારેલી ભાષા, ગીર્વાણ ભાષા. સંબંધ (**सम्+बन्ध्+अ**)=સાથે બાંધવું તે; વળગણ, સગાઇ. અનાર્ય ( અન્+આર્ય )=આર્ય નહિ તે; બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય નહિ તે; ઉતરતી જાતના. (નઞ્). સાક્ષર (સ+અક્ષર)=અક્ષર સાથે; ભણેલા, વિદ્વાન. સંસ્કાર (**संस्कृ**-વચમાં **म्** વધે છે-+**अ** )=સુંદર કરવું તે; જે કર્મક્રિયાથી મનુષ્ય શુદ્ધ થઇ ઉચ્ચત્વને પામે છે તે, ધર્મવિધિ; શણગાર. પુરોહિત (પુરસ્=આગળ+હિત=ધારણ કરેલું )= યજ્ઞાદિ ધર્મકર્મમાં જેને આગળ એટલે પ્રમુખ ઠેરવ્યો છે તે; ગોર. ક્ષત્રિય વગેરે કેટલીક નાતના ગોરને હાલ 'પરોત' કહે છે. વિદ્વત્તા (વિદ્વત્+તા)=પંડિતપણું. પ્રાકૃત (પ્રકૃતિ+**अ**)=મૂળ ભાષાપરથી ઉત્પન્ન થએલ; પ્રાકૃત ભાષા. સંસ્કૃત ભાષાપરથી બનેલી ભાષાઓ-હિંદી, પંજાબી, સિંધી, ગુજરાતી, મરાઠી, ઉર્દ, બંગાળી. ભાષાંતર (ભાષા +અંતર=બીજી)=બીજી ભાષામાં, તર્જુમો. જ્ઞાન (**ज्ञा+अन**)=જાણવું તે.

**પાઠ ૬**—અપભ્રંશ (**अप+भ्रंश्+अ**)=ખરાબ પડવું તે; અશુદ્ધ બ લ; એક ભાષામાથી બીજી ભાષામાં કાઈક રૂપાંતરથી દાખલ થએલો શબ્દ. વ્યાકરણ (**वि+आ+कृ=व्याकृ**=સ્પષ્ટ કરવું, જુદું પાડવું+**अन**) જેવડે શબ્દોનુ સ્પષ્ટીકરણ થાય છે તે શાસ્ત્ર; ભાષાશાસ્ત્ર; વેદનાં ૭ અંગમાનુ એક. નિકટ (નિ+કટ)=પાસે; નજદીક. ઉચ્ચાર (**उद्+चर्=उच्चर्+अ**)=ઉચ્ચરવું તે, બોલ. સંક્ષેપ (**संक्षिप्+अ**)=ટુંકું કરવું તે; ટુંકાણ, સાર. પ્રકટ (પ્ર+કટ)=ખુલ્લું; સ્પષ્ટ માસિક (માસ +ઇક)=માસને લગતું. વર્તમાનપત્ર (વર્તમાન–ચાલતા વખતનું પત્ર). વિદ્યાર્થી (વિદ્યા+અર્થી)=વિદ્યાની ગરજવાળો. માન્ય (**मान+य**)= માન આપવાને યોગ્ય; માનવંત, કબૂલ. શુદ્ધ (**शुध्+त**)=શુદ્ધ કરાયલું; ચોકખું; સ્વચ્છ; ભૂલ વગરનું; નિરપરાધી.

**પાઠ ૭**—ફર્યાદ (**फा.**)=અરજ. યોગ્ય (**युज्+य**)=જોડાવાને લાયક; ઉચિત. ઉદ્દેશ (**उद्+दिश्**=દેખાડવું+**अ**) દેખાડવું તે; મુખ્ય ધારણા; હેતુ. આબાદાની (**फा.**)=ચઢતી દશા; ઉત્કર્ષ. રાજ્યપ્રકરણ= રાજ્યનો વહીવટ. કુસંપ=સંપથી ઉલટું; અણબનાવ. (ક. ધા. સ). પ્રીતિ (**प्री+ति**)=પ્રસન્ન થવું તે; પ્રસન્નતા; અનુરાગ. નિર્વિઘ્ન (નિર્ +વિઘ્ન)=અડચણ વગર. નીતિ (**नी+ति**)=દોરવું તે; મનુષ્યને પરસ્પર વર્તવાના નિયમ; રાજનીતિ; ડહાપણ. સદ્ગુણ. અપરાધ (**अप+राध् +अ**)=પ્રસન્ન કરવાથી ઉલટું તે; દોષ, ગુનોહ, વાંક. અપરાધી (**अप+राध्+इन्** નો **ई**)=પ્રસન્ન કરનાર નહિ તે, અપરાધવાળો; દોષી; ગુનેગાર. સંસાર (**संसृ**=પાસે આવવું; મેળવવું, સરવું+**अ**)= સરવું તે; રસ્તો; આલોક; વિશ્વ; દુનિયા. સ્થિતિ (**स्था+ति**)= એક જગ્યાએ ઊભા રહેવું તે; રહેઠાણ; મુકામ; દશા; પદવી. પ્રફુલ્લ (**प्र+फल्**=ફળવું+**त**)=વિશેષ ખીલેલું; ઊઘડેલું; પ્રસન્ન, આનંદી.

ખજાનો (**अ.** ખઝીના કે ખજાના)=દોલત; ગલ્લો. બરકત (**अ.**)=ફાયદો. રાજ્યદ્રોહ=રાજ્યનો દ્રોહ; રાજ્યપ્રત્યે વેરબુદ્ધિ રાખવી તે. સ્વાર્થ (સ્વ+અર્થ)=પોતાની મતલબ. અનીતિ (અ+નીતિ)=સદ્ગુણ નહિ તે; દુરાચાર. (નસ). પરોપકાર (પર+ઉપકાર)=પારકાનુ ભલું કરવું તે. ઉપદ્રવ (**उप+द्रु**=હુમલો કરવો+**अ**)=હુમલો કરવો તે, પીડા, હાજા, ઉત્પાત, બંડ, દંગો. અહિત=હિતથી ઉલટું, ભુંડું. (નસ). વિનતિ (**वि+नम्**+**ति**)=વિશેષ નમવું તે. અરજ; કાલાવાલા.

**પાઠ ૮**—શિક્ષા (**शिक्ष्+आ**)=શીખવું તે; શિખામણ, બોધ, ઉપદેશ, સજા. હાસ્યવિનોદ (હાસ્ય=હસવું તે; મશ્કરી+વિનોદ=આનંદ). (દ્વંદ્વ). ખુશમિજાજ (**फा.**)=સારો સ્વભાવ. (ક. ધા. સ.). ખુદાવંદ (**फा.**)=પ્રભુ. મોટા દરજ્જાવાળાને અરજ કરતા વપરાય છે. વચન (**वच्+अन**)=બોલવું તે; વાણી, ઉપદેશ; વિનતિ; સંખ્યા (વ્યાકરણમાં). અન્યાય=ન્યાય નહિ તે; જુલમ. (નસ). અરજ (**अ.** અર્જ)=વિનતિ; પ્રાર્થના. નમ્રતા (નમ્ર+તા)=નમ્રપણું; નમનતાઇ; વિવેક. જહાપનાહ (**फा.**)=દુનિયાનું રક્ષણ કરનાર; આ શબ્દ રાજા-અમીરને બોલાવતી વખતે વપરાય છે. આબરૂ (**फा.** આબ્રૂ)-(આબ=પાણી+રૂ=મોં)=મોનું પાણી. આબરૂદાર=આબરૂવાળો; નામાંકિત. (ઉપપદ). દિલગીર (**फा.** દિલ્ગીર)=શોકાતુર. જીવ (**जीव्+अ**)=જીવવુ તે, પ્રાણ. દયા (**दय्+आ**)=દયા લાવવી તે; કરુણા. ગત (**सं. गति-गम्+ति**)=જવું તે; હાલત, દશા, અવસ્થા. ધ્યાન (**ध्यै**=વિચારવું, ચિન્તન કરવું)=એક તરફ મન લગાડવું તે. ચિન્તન; યોગ. અન્નદાતા=અન્નને આપનાર; પોષક. ખાવિંદ (**फा.**)=માલિક, ધણી, પ્રભુ, ભરથાર. કુટેવ=ખરાબ ટેવ. (ક. ધા. સ.).

**પાઠ ૯**—પ્રભુ (**प्र+भू**+કર્તૃવાચક ક્વિપ્ પ્રત્યય)=શ્રેષ્ઠ રીતે

હોનાર; જગતનો ધણી; ઈશ્વર; રાજા; સ્વામી; શેઠ. પ્રસન્ન (**प्र+सद्+न**)=આગળ બેઠેલું; હસતું; ખુશી. પ્રભુકીર્તન=પ્રભુનું ભજન. પ્રભુના ગુણગાન. નામસ્મરણ=નામનું સ્મરણ–યાદ કરવું તે. પરનિંદા બીજાની નિંદા. પૂજન ( **पुज्+अन**)=પૂજવું તે; પૂજા. શરીર (**शृ** હિંસા કરવી; મારી નાખવું)=મૃત શરીર. કાયા, દેહ. જાગરણ (**जागृ+अन**)=જાગવું તે. સેવા (**सेव्+आ**)=સેવા કરવી તે; ચાકરી. પૂજા, બરદાસ્ત. મુક્તા (મુક્ત=છૂટું થએલું+આ=ના. જા. પ્ર.) કાણુ માછલીની છૂટી પડેલી છીપોમાંથી નીકળેલાં; મોતી. સુત (**सु+त**)=જણેલું. પુત્ર. વૈષ્ણવ (વિષ્ણુ+અ)=વિષ્ણુને માનનારા. અનુચિત અન્+ઉચિત)=લાયક નહિ તે; અયોગ્ય. કર્મ (**कृ+मन्–म**)=કરવું તે; કામ. અંતર્જામી (**सं**. અન્તર્યામી–અંતર્=માહે+યામી=રોકનાર)=માહેથી રોકનાર; આત્મા; પરમાત્મા. મુનિવર (મુનિ+વર)=યોગીમાં શ્રેષ્ઠ. (૭. ત. પુ. સ.). ચરણ (**चर्+अन**)=જે વડે ચલાય તે; પગ. ભાગ્ય (**भज्+य**)=ભજવાયોગ્ય; નસીબ; ચડતી દશા. મોહન (**मुह्+अन**)= મોહ પામવું તે; વશીકરણ. પંખી (**सं**. પક્ષી–પક્ષ+ઇન્નોઈ )=પાંખ- વાળું. પયપાન (પયસ્=દૂધ+પાન=પીવું તે)=ધાવવું તે. ભાણુ (**सं**. ભાનુ-**भा+नु**)=પ્રકાશનાર; સૂર્ય. શંકર (શમ્+કર)=કલ્યાણને કરનાર; શિવ. (ઉપપદ). જગત્ (**गम्+गम्+त्**)=જતું જતું; નાશવંત; દુનિયા.

**પાઠ ૧૦**—સમુદ્ર (સ=સાથે+મુદ્રા=મર્યાદા)=મર્યાદા સાથે. (બ. વ્રી. સ.). મહાસાગર (મહા+સાગર)=મોટો દરિયો. (ક. ધા. સ.). ભૂમધ્ય (ભૂ+મધ્ય)=પૃથ્વી–જમીની ભૂમિની વચ્ચે આવેલો તે નામનો સમુદ્ર. બહુપગી=ઘણા પગવાળો; ઘણા છે પગ જેને તે. રોજરોજ= રોજ ને રોજ: હંમેશાં. (દ્વંદ્વ). અનંત (અન્+અંત)=જેનો અંત નહિ તે; અપાર. (નઞ્). વિભાગ (વિ+ભાગ)=વિશેષ ભાગ; ભાગના

ભાગ. આકાર (**आ+कृ+अ**)=મર્યાદા કરનાર; હદ બતાવનાર; આકૃતિ, ઘાટ. ઉષ્ણકટિબંધ (ઉષ્ણ=ગરમ+કટિ=કેડ+બંધ)=કમરપટા માફક પૃથ્વીનો એક ભાગ, જેમાં સૌથી વધારે તાપ પડે છે તે પ્રદેશ. ભંગાણ (ભંગ+આણ)=ભાગી પડવું-પાડવું તે; તૂટ. ભરતી ( **भृ**= ભરવું)=દરિયામા અથવા તેને લગની ખાડીમા જે પાણી વધે છે તે; જુવાળ. જ્વાળામુખી (જ્વાલા+મુખ+ઇન્તોઈ)=પ્રકાશ છે મુખમાં જેના તે; બળનો પહાડ. (બ. વ્રી. સ.). કારીગર (**फा.**)-(કારી+ગર)=ધંધા કરનાર; હુનરી. (ઉપપદ). આકાશ (**आ+काश्+अ**)=મર્યાદામાં પ્રકાશવું તે; ખાલી જગ્યા; પોલાણ; આસમાન. ઉત્તમ (**उद्**=ઊંચું+**तम**) =સૌથી સારૂં; શ્રેષ્ઠ. અમલ (**अ.**)=અધિકાર. વિધિપૂર્વક (વિધિ+ પૂર્વ+ક)=રીતિ છે પૂર્વ જેમાં તે; રીતિ પ્રમાણે. (બ. વ્રી. સ.). માત્રા (**मा+त्रा**)=માપવાનું સાધન ( પિંગળમાં ); માપ; ધાતુની ભસ્મવાળું ઓસડ; રસાયન.

**પાઠ ૧૧**—તંદુરસ્તી (**फा.** તંદુરુસ્તી)=તનની સારી સ્થિતિ. (ક. ત. પુ. સ.). કેફ (**फा.** કયૂફ)=ભાંગ, દારુ, વગેરે વસ્તુમાં રહેલ ગુણ તે; ઘેન. સેવન (**सेव्+अन**)=સેવવું તે; ઉપભોગ. અનિશ્ચિત (અ+નિશ્ચિત)=નક્કી ન હોય તેવું. નિયમ (**नि+यम्+अ**)=પુષ્કળ રોકવું તે; પ્રતિજ્ઞા, ધારો, કાયદો, ઠરાવ, વ્રત. મૂર્ખતા (મૂર્ખ+તા)= મૂર્ખપણું. અજ્ઞાન (**अ+ज्ञा+अन**)=ન જાણવું તે; નથી જ્ઞાન જેને તે, અણસમજુ, બેસમજ, નાદાન, મૂર્ખ. જીવન (**जीव्+अन**)= જીવવું તે; જીંદગી; આજીવિકા; ઉપજીવિકા. નિયમિત (**नि+यम्+ इत**)=માંહે રોકેલું; નિયમમાં આણેલું. સ્વચ્છ (સુ+અચ્છ)=ઘણું નિર્મળ. સાધન (**साध्+अन**)=સાધવું તે; સાહિત્ય; મદદ; ઉપાય. બેદરકાર (**फा.** બે=નહિ+દર્કાર=ગરજ)=કાળજી વગરનું. ઉડાઉ (ઉડ+

આ૩)=નકામુ બહુ ખર્ચ કરનાર લક્ષણ (**लक्ष्+अन**)=જોવું તે; જે નિશાનીથી વસ્તુ ઓળખાય તે; નિશાની, આચરણ; ગુણ; ટેવ. ડહાપણ (ડાહ્યું+પણ)=શાણપણ, અકલ; બુદ્ધિ.

**પાઠ ૧૨**—અનારોગ્ય (અન્+આરોગ્ય)=તંદુરસ્ત નહિ તે; રોગી. વ્યવસ્થા (**वि+अव+स्था=व्यवस्था**=ગોઠવવું+**आ**)=ગોઠવવું તે; ગોઠવણ; બંદોબસ્ત. નિચાણ (નીચું+આણ)=સપાટીથી નીચેનું, એથી ઉલટો શબ્દ ઉચાણ. ઉપાય (**उप+अय्+अ**)-પાસે જવું તે; ઇલાજ, રસ્તો. એ ચાર છે. ૧. સામ=મીઠું મીઠું બોલીને સમજાવવુ તે; ૨. દામ=પૈસા વગેરેની લાલચ આપીને સમજાવવું તે; ૩. ભેદ=સાથીઓને માંહેમાંહે ન બને તેવી યુક્તિ કરવી તે; ૪. દંડ=શિક્ષા કરીને. તાપ (**तप्+अ**)=તપવું તે; ગરમી; મનની પીડા–દુ:ખ. વેધ (**विध्+अ**)=વિંધવું તે, છિદ્ર, કાણું, અડચણ, બાધ. સુખી (સુખ+ઇનનોઈ)=સુખવાળો. કમસમજ (**फा.** કમ+સમજ)=ઓછી અકલ. શ્વાસ (**श्वस्+अ**)=શ્વાસ લેવો તે; દમ; પ્રાણવાયુ; એક જાતનો રોગ. ત્રિદોષ=વાત, પિત્ત, કફ એ ત્રણ પ્રકારના સંયોગે થતો રોગ; મુઝારો. (દ્વિગુ). શ્વાસોચ્છ્વાસ (શ્વાસ+ઉચ્છ્વાસ)=હવા અંદર લેવી અને બહાર કાઢવી. (દ્વંદ્વ). વ્યાધિ (વિ=ઉલટું+આધિ=મનનું દુ:ખ, ચિન્તા; ફિકર)=મનના દુ:ખથી ઉલટું એટલે શરીરનું દુ:ખ; રોગ, પીડા. સ્વાદ (**स्व+अद्=स्वाद्**=ચાખવું+**अ**)=ચાખવું તે; રસ, લહેજત. વાસ (**वस्+अ**)=વસવું તે–રહેઠાણ; શરીરને ઢાકનાર–લૂગડાં; ગંધ.

**પાઠ ૧૩**—યાત્રા (**या+त्रा**)=જવું તે; મુસાફરી; જાત્રા; દેવનિમિત્ત અમુક ઉત્સવ–જેવાકે રથયાત્રા, વગેરે. તીર્થક્ષેત્ર (તીર્થ=પવિત્ર સ્થળ+ક્ષેત્ર=જગ્યા)=તીર્થની જગ્યા. (૬. ત. પુ. સ.). વિદ્યા

(**विद्+या**)=જાણવું તે; જ્ઞાન. મુક્તિપુરી=મુક્તિ–મોક્ષ આપનારી પુરી–કાશી. અશક્ત (**अ+शक्+त**)=શક્તિમાન ન થએલું; નબળું, કમજોર. (નઞ્). આગગાડી (આગની ગાડી), (૬ ત. પુ. સ.).= વરાળના જોરથી ચાલતી ગાડી. સહન (**सह्+अन**)=સહેવું તે, ખમવું તે. બિનહરકત=હરકત વિના. સ્નાન (**स्ना+अन**)=નહાવું તે. દશાશ્વમેધ (દશ+અશ્વમેધ)=દશઅશ્વમેધ યજ્ઞ જ્યાં થયા છે તે જગ્યા; કાશીનો એક ઘાટ. પ્રકાશ (**प्रकाश्+अ**)=પ્રકાશવું તે; તેજ, રોશની. મહારાજ=મોટો રાજા; શહેનશાહ. (ક. ધા. સ.). ગ્રહનિરીક્ષણશાળા =ગ્રહોનું અવલોકન કરવાનું સ્થળ. (૬. ત. પુ. સ.). ચિનાઇ (ચીન+ આઇ)=ચીનનું. ઘંટાકાર (ઘંટ+આકાર)=ઘંટનો આકાર કે ઘંટ જેવો આકાર છે જેનો તે. અગ્નીશ્વર (અગ્નિ+ઈશ્વર)=અગ્નિરૂપ ઈશ્વર; કાશીનો એક ઘાટ. કાશીવિશ્વેશ્વર (કાશી+વિશ્વ+ઈશ્વર)=કાશીના વિશ્વેશ્વર; વિશ્વનાથ. વિશ્વવિખ્યાત=દુનિયામાં પ્રખ્યાત. (૭. ત. પુ. સ.). શિવાલય (શિવ+આલય)=શિવનું સ્થાન; મહાદેવનું દહેરૂં. દર્શન (**दृश्+अन**)=જોવું તે; દેખાવ. પૂજારી (**पूज्**=પૂજવું)=પૂજા કરનાર. ભાવિક (ભાવ+ઈક)=શ્રદ્ધાળુ. આચમન (**आ+चम्**=પીવું+**अन**)= પીવું તે; સંધ્યા કરતી વખતે જમણી હથેળીમાં પાણી લઈ ચૂસી જવું તે. પીતાંબર (પીત+અંબર)=પીળું વસ્ત્ર; અથવા પીળું છે વસ્ત્ર જેનું તે; વિષ્ણુ. ધુરંધર (ધુર=ધોસરી, બોજો+ધર=ધારણ કરનાર)= બોજો ઉપાડનાર; મુખ્ય. (ઉપપદ). પરદેશ=પારકો દેશ; જન્મભૂમિથી દૂર મૂલક તે. અનાદિ (અન્+આદિ)=જેની શરૂઆત નથી તે; જૂનું. (નઞ્). અમૂલ્ય (અ+મૂલ્ય)=જેની કીમત ન થઈ શકે તેવું; શ્રેષ્ઠ; ઉપયોગી. (નઞ્). દાન (**दा+अन**)=આપવું તે; બક્ષીસ, ખેરાત.

**પાઠ ૧૪**—સ્વભાવ (સ્વ+ભાવ)=પોતાનો ગુણ; પ્રકૃતિ; કુદરત.

તિરસ્કાર (**तिरस्कृ+अ**)=ધિક્કારવું તે; ધિક્કાર; નિંદા. સાચવટ (સાચ+વટ)=સાચાઇ; પ્રામાણિકપણું. બચપણ (બચ+પણ)=બાળપણ. નાનપણ=બાળપણ. પરીક્ષા (**परि+ईक्ष=परीक्ष+आ**)=પરીક્ષા કરવી તે; તપાસ. પરાક્રમી (**पराक्रम्+इन् नो ई**)=હિંમત બતાવનાર; બળવાન, જોરાવર. મુક્તાફળ=મોતી. હૃદયકમળ=હૃદયરૂપી કમળ. (ક ધા. મ.). આચરણ (**आ+चर्+अन**)=મર્યાદામાં ચાલવું તે; ચાલચલણ; વર્ણુક; આચાર; ચરિત્ર. અનુકરણ (**अनु+कृ+अन**)= મળતું કરવું તે; એકના જેવું બીજાએ કરવું તે; પ્રતિરૂપ. સહજ (સહ+જ)=સાથે જન્મનાર; જન્મથી સાથે હોય તેવું; સ્વાભાવિક; કુદરતી; થોડી મહેનતે થાય તેવું; સુલભ. (બ. વ્રી. સ.). અનુરૂપ (**अनु+रूप्+अ**) મળતું દેખાવું તે; મળતુ રૂપ; આબેહૂબ. યોદ્ધા (**सं. योद्धा–युध्+तृ नो ता**)=લડનાર; લડવૈયો. શોધક (**शुध्+ अक**)=શોધનાર. સંસ્થાન (**संस्था+अन**)=વસવું તે; જથો, રાજ્ય, મુલક, પરદેશીઓએ વસાવેલું થાણું. પ્રજાસત્તાક (**પ્રજા+સત્તા+ક**)= સત્તા છે પ્રજાની જેમાં તે રાજ્ય. (બ. વ્રી. સ.). પ્રમુખ (પ્ર+મુખ) =શ્રેષ્ઠ છે મુખ જેનું તે; સભાનો ઉપરિ. જનિતા (**सं.** જનિત્રી– **जन्+तृ+ई**)=જન્મ આપનારી; માતા. સંપૂર્ણ (**सम्+पृ+न**)=બિલ- કુલ પૂરું કરેલું; બધું, સઘળું, તમામ. દોષ (**दुष्+अ**)=ભૂલ કરવી તે; વાંક; ભૂલ; પાપ; કલંક. તર્ક (**तर्क्+अ**)=વિચારવું તે; વિચાર; કલ્પના. ચિન્તા (**चिन्त्+आ**)=ફિકર કરવી તે; ફિકર. દુઃખી (દુઃખ+ઇનનોઈ)=દુઃખવાળું. સ્વર્ગસમી=સ્વર્ગની બરાબર.

**પાઠ ૧૫**—સભ્યતા (સભ્ય+તા)=સભ્યપણું; લાયકી; વિવેક; વિનય. બેઠક=આસન. ભપકાદાર=ભપકાવાળું; તેજદાર. (ઉપપદ). અંગરખું (**सं.** અંગરક્ષક)=અંગનું રક્ષક–રક્ષણ કરનાર. (૬. ત. પુ.

સ.). હસમુખો=હસતું છે મુખ જેનું તે. (બ. વ્રી. સ.). માર્ગ (**मार्ग्+अ**)=શોધવું તે; શોધ; તપાસ; રસ્તો, વાટ. ધની (ધન+ઇન્તોઈ)= દોલતવાળો; સરાફ; ધણી. નવરાશ=અવકાશ; ફુરસદ. સંભાવિત (**संभू**=માનવું+**इत**)=માનેલું; બની શકે તેવું ધારેલું; આબરૂદાર. પરિચય (**परि+चि+अ**)=ઘણું એકઠું કરવું તે; ઓળખાણ; અભ્યાસ; તપાસ. અવલોકન (**अव+लोक्+अन**)=નીચે-ધ્યાન આપીને-જોવું તે; બારીક તપાસ; નિરીક્ષણ. ગૃહસ્થ (ગૃહ+સ્થ)=ઘરમાંડીને રહેનાર; સંસારી; આબરૂદાર; અયાચક બ્રાહ્મણ. (ઉપપદ). પત્ર (**पत्+र**)= પડનાર; પાંદડું; પુસ્તકનું પાનું, દસ્તાવેજ.

પાઠ **૧૬**—ઉપદેશ (**उपदिश्+अ**)=ઉપદેશ કરવો તે; હિતની વાત કહેવી તે; બોધ. છડીધર (છડીને ધરનારા)=ચોબદાર. (ઉપપદ). રસિક (રસ+ઇક)=રસને જાણનાર; રસથી ભરેલું. ઉપભોગ (**उपभुज्+अ**)=ભોગવવું તે; ભોગવટો; સુખવિલાસ. અયોગ્ય (અ+યોગ્ય)= લાયક નહિ તે; અઘટતું; અજુગતું; ગેરવાજબી. (નઞ્). અનુસાર (**अनु+सृ+अ**)=મળતું જવું તે; પ્રમાણે; સરખું; તેવું. ભગવત્ (ભગ+વત્)=શક્તિવાળો; દિવ્ય; પૂજ્ય; પરમેશ્વર. ભગવાન (ભગ+ વાન=વાળો)=પરમેશ્વર. ત્રિલોક (ત્રિ=ત્રણ+લોક=દુનિયા)=સ્વર્ગ; મૃત્યુ; પાતાળ. કૃપાળુ (કૃપા+આળુ)=કૃપાવાળો; દયાળુ; મહેરબાન. વદન (**वद्+अन**)=જેવડે બોલાય તે; મુખ. મનરંજન=મનને ખુશી કરનાર. (ઉપપદ). ગુપ્તોત્તર (ગુપ્ત+ઉત્તર)=છાનો જવાબ. ભોજન (**भुज्+अन**)=જમવું તે; જમણ. અંતર્લાપિકા (અંતર્=માંહે+લાપિકા= ઉખાણું, કોહડો)=એકાદા વાક્યમાં કે કવિતામાં અક્ષરો એવી રીતે ગોઠવેલા હોય કે તેમાંથી થોડા અક્ષર લઈએ તો બીજો અર્થ નીકળે. વાચા (**वच्+आ**)=બોલવું તે; બોલી; વાણી. અવિચળ (**अ**+

**विचल्+अ** )=ધ્રુજવું નહિ તે; સ્થિર; સ્થાયી; અચળ; દૃઢ. કવિજન=કવિરૂપજન. (ક. ધા. સ.).

**પાઠ ૧૭**—અજ્ઞાની (અ+જ્ઞાની)=જ્ઞાનવાળા નહિ તે; અજાણ; મૂર્ખ; મૂઢ. (નઞ્.). ઉપમા (**उप+मा+आ**)=જેની સાથે સરખાવવું હોય તે, ઉપમાન; નરસિંહ એમાં 'સિંહ' ઉપમા કહેવાય, એમા 'નર'ને 'સિંહ'ની ઉપમા આપી છે; તે 'નર' ઉપમેય કહેવાય. યંત્ર (**यम्+त्र**)=જેવડે વખત અને મહેનત અટકાવાય તે; સંચો. ઓછોવત્તો=ઓછો અને વત્તો. (ક. ધા. સ.). અનાવૃષ્ટિ (અન+આવૃષ્ટિ)=વરસાદ નહિ તે. (નઞ્).

**પાઠ ૧૮**—વર્ણન (**वर्ण+अन**)=વર્ણવું તે; બ્યાન. વર્ષોવર્ષ=દરવર્ષે. (દ્વંદ્વ). નાશ (**नश्+अ**)=નાશ થવો તે; સંહાર. કુલવાન=ઉંચા કુળનું. આનંદ (**आ+नंद्+अ**)=ખુશી થવું તે; ખુશી; હર્ષ. લાભ (**लभ्+अ**)=લાભ થવો તે; પ્રાપ્તિ; ફાયદો. નિંદા (**निन्द्+आ**)=નિંદવું તે; વાકું બોલવું તે; બોદણી. કથની (**कथ्** કહેવું)=કુથલી, નિંદા. પ્રાણ (**प्र+अन्=प्राण**=શ્વાસ લેવો, જીવવું+**अ**)=જીવવું તે; જીવ. ચલાયમાન (**चल्** ધ્રૂજવું; જવું)=ચંચળ, અસ્થિર. આવક (આવ+અક)=પેદાશ; આમદાની. આપત્તિ (**आपद्+ति**)=પીડા પામવી તે; પીડા; વિપત્તિ; દુર્ભાગ્ય. આજ્ઞા (**आ+ज्ञा**=હુકમ કરવો+**आ**)=હુકમ કરવો તે, હુકમ, આદેશ. રોગી (રોગ+ઇનનોઈ)=રોગવાળા. પ્રતિદિન=દરરોજ. ( અ. ભા. સ. ). દુર્ગુણ (દુર્+ગુણ)=નઠારા ગુણ, કુટેવ. પ્રયત્ન (**प्र+यत्**=કોશેશ કરવી, યત્ન કરવો+**न**)=કોશેશ કરવી તે; કોશેશ, યત્ન; મહેનત; પરિશ્રમ; પ્રયાસ. નીતિમાન=સદ્‌ગુણી.

**પાઠ ૧૯**—કરપલ્લવી (કરપલ્લવ=હાથના આગળાં+ઈ=વાળી)=હાથનાં આંગળાંથી શિખવવાની વિદ્યા; ઇશારતવિદ્યા. (બ. વ્રી. સ.).

કમળમુદ્રા (કમળ+મુદ્રા=ચિહ્ન, દેખાવ)=કમળનો દેખાવ. ચક્રમુદ્રા=ચક્રનો દેખાવ. ટંકારમુદ્રા=ટંકાર-ટકોરાની નિશાની. પત્રમુદ્રા=પાંદડાનો દેખાવ. અપંગ (**સં.** અપાગ. અપ=જતું રહેલું+અંગ=**અવયવ**)=ખોડો છે અવયવ જેનો તે; લુલુ, આંધળું. બહેરૂં, વગેરે. સ્પર્શેન્દ્રિય (સ્પર્શ=અડકવું તે+ઇંદ્રિય)=લાગવાની ઇંદ્રિ; ચામડી. પ્રસિદ્ધ (**प्र**+**सिध्+त**)=શ્રેષ્ઠ રીતે સિદ્ધ થએલો; નામીચો; જાહેર. શીઘ્રકવિ=ઉતાવળથી કવિતા કરનાર-જોડનાર. (ક. ધા. સ.). હિંદુશાસ્ત્ર=હિંદુનું શાસ્ત્ર. (૬. ત. પુ. સ.). શિક્ષણ (**शिक्ष+अन**)=શિખવવું તે; વિદ્યા; જ્ઞાન. મૂળાક્ષર (મૂળ+**અક્ષર**)=સ્વર અને વ્યંજન. પદ્ધતિ (પદ્=પગ+હતિ=મારનાર)=પગવડે હણનાર; પગ પડયાથી પડેલો માર્ગ. પગથી, શેરડો; માર્ગ; ચાલુ રીત. બેહદ (બે=નહિ+હદ)=નથી હદ જેની-હદ વગરનું, **અતિશય.**

**પાઠ ૨૦**—બેપરવા=દરકાર વગરનું; બેતમા. સાહસિક (સાહસ=જોખમ ભરેલું કામ+ઇક)=જોખમ ખેડનાર; સાહસ કરનાર. વિકરાળ (વિ+કરાળ=વિશેષ ભયંકર; બીહામણું. સર્વોપરિ (સર્વ+ઉપરિ)=સર્વનો ઉપરિ. મહારાજ્ય=મોટું રાજ્ય. (ક. ધા. સ). શક્તિમાન=બળવાન; જોરાવર. સર્વશક્તિમાન=સર્વ શક્તિવાળા.

**પાઠ ૨૧**—નૃપતિ=નૃ-માણસના ધણી; રાજા. (૬ ત. પુ. સ.). વિમળ (વિ+મળ)=નથી મળ જેમા-મેલ વગરનું; સ્વચ્છ; નિર્મળ. (બ. વ્રી. સ.). સદ્‌વિદ્યા (સત્+વિદ્યા)=સારી વિદ્યા વિદ્યાહીન (વિદ્યાથી હીન), (પ. ત. પુ. સ.).=વિદ્યાવગરનો જળચર=પાણીમાં ચાલનાર-રહેનાર-પ્રાણી. (ઉપપદ). માનિની (માન+ઇની)=પ્રિય ઉપર રીસે-ક્રોધે-ભરાયલી સ્ત્રી; ભારેખમ સ્ત્રી; માનની ભૂખી સ્ત્રી. સકળ (સ=સાથે+કળા=ભાગ)=ભાગ સાથે; સઘળું; આખું; સર્વ. (બ. વ્રી. સ.). આસન (**आस्+अन**)=

બેસવું તે; બેઠક. ભક્ષ (**भक्ष्+अ**)=ખાવું તે; ખોરાક. કથા (**कथ्+आ**)=કહેવું તે; વાર્તા; બ્યાન. ઉત્પાત (**उद्+पत्=उत्पत्+अ**)=પડવું તે; કુદરતી નાશકારક બનાવ; ઉપદ્રવ; અરિષ્ટ. તપ (**सं. तपस्-तप्+अस्**)=તપવું તે; તપશ્ચર્યા; ગરમી; પીડા. સ્વતંત્ર (સ્વ+તંત્ર)=પોતાને તાબે; (૬. ત. પુ. સ.). એથી ઉલટો શબ્દ પરતંત્ર=પારકાને તાબે. (૬. ત. પુ. સ).

**પાઠ ૨૨**—આગબોટ (આગની બોટ), (૬. ત. પુ. સ.). =વરાળથી ચાલતું વહાણ. જળપ્રવાસ=દરિયાની મુસાફરી. સવા (સ+વા)=સારો વા. અનુકૂળ પવન. (ક. ધા. સ.). ધરતીકંપ=ધરતીનું ધ્રૂજવું. (૬. ત. પુ. સ.). યાન્ત્રિક (યંત્ર+ઇક)=યંત્રને લગતું. વિદ્યુદ્-બળ=વીજળીનું બળ. (૬. ત. પુ. સ.). હોકાયંત્ર (હોકા=દિશા+યંત્ર)=દિશા બતાવનાર યંત્ર. (મ. પ. લો. સ.). લોહચુંબક (લોહ+ચુંબ્+અક)=લોઢાને ખેંચનાર.

**પાઠ ૨૩**—દ્રૌપદી (દ્રુપદ=પંચાળ દેશનો રાજા+અ+ઈ=ના. જા. પ્ર.)=દ્રુપદ રાજાની પુત્રી; પાડવોની સ્ત્રી. સ્વયંવર=સ્વયં-જાતે વરે છે કન્યા, વર જેમાં તે. (બ. વ્રી. સ.). ભૂપતિ (પૃથ્વીનો ધણી)=રાજા. (૬. ત. પુ. સ.). ભૂદેવો (પૃથ્વી પરના દેવો)=બ્રાહ્મણો નિવેદન (**निविद्+अन**)=જાહેર કરવું તે; જણાવવું. નયનવેધ=આંખને વિંધવી-છેદવી તે. દૈવ (દિવ+અ)=ઈશ્વરી; નસીબ. પ્રબળ=શ્રેષ્ઠબળ; જોરાવર. (ક. ધા. સ.). કીર્તિમન્ત=કીર્તિવાળું; નામાંકિત; પ્રખ્યાત. સાર્થક (સ+અર્થ=પ્રયોજન+ક)=સફળ; જેનું પ્રયોજન સિદ્ધ થયું છે એવું. (બ. વ્રી. સ.). નિર્ભય (નિર્+ભય)=નથી ભય જેને, ભય-વગરનું. (બ. વ્રી. સ.). સંધાન (**संधा+अन**)=જોડવું તે; જોડાણ; સંબંધ; સાંધો. કદાપિ (કદા+અપિ)=ક્યારે પણ. સૂતપુત્ર=સૂત-સાર-

થિનો પુત્ર. (૬. ત. પુ. સ.). ક્રોધયુક્ત (ક્રોધે જોડાએલો). (૩. ત. પુ. સ.)=ક્રોધાળુ. સાક્ષી (સ+અક્ષિ)=આંખ સાથે; નજરે જોનાર માણસ; શાહેદ. કન્યારત્ન=કન્યારૂપરત્ન. (ક. ધા. સ.). ચાંચલ્ય (ચંચલ+ય)=ચંચળપણું. અંગમરોડ=શરીરનો ડોળ. વિપ્રકુલ=બ્રાહ્મણનું કુલ. મચ્છવેધુ=મચ્છને વિંધનાર. (ઉપપદ).

**પાઠ ૨૪**—અરબસ્તાન=આરબોનું ઠેકાણું. (૬. ત. પુ. સ.). અહિંસા (અ+હિંસા)=હત્યા નહિ તે. (નઞ્). ફર્માન (फा.)=હુકમ; આજ્ઞા.

**પાઠ ૨૫**—અર્વાચીન (અર્વાચ્=હાલનું+ઈન)=હાલનું, નવું. મનોહર (મનસ્+હર)=મનને હરનાર; સુંદર. ઉત્પત્તિ (**उद्+पद्=उत्पद्**=પેદાથવું+**ति**)=પેદા થવું તે; જન્મ; પેદાશ. સૂર્યોદય (સૂર્ય+ઉદય)=સૂર્યનું ઊગવું તે. ગોળાકાર (ગોળ+આકાર)=ગોળનો આકાર અથવા ગોળ જેવો આકાર છે જેનો તે. ચળકાટ (ચળક+આટ)=તેજ; પ્રકાશ.

**પાઠ ૨૬**—ગુણવાન=ગુણવાળું; ગુણી; લાયક. અવગુણ (અવ+ગુણ)=નઠારો ગુણ; એબ; દોષ; ગેરફાયદો. (ક. ધા. સ.). બેકાળજી=નથી કાળજી જેની એવો; કાળજી વગરનું. વિકટ (વિ+કટ)=અઘરૂં; ભયંકર; મોટું; અપ્રસિદ્ધ; ક્રૂર. નીતિવચન=નીતિ-સદ્‌ગુણનાં વચન. (૬. ત. પુ. સ.).

**પાઠ ૨૭**—સંસારચિત્ર=દુનિયાનો દેખાવ. દિવાકર=દિવા-દિવસને કરનાર; સૂર્ય. (ઉપપદ). ચોબદાર (फा. ચોબ્દાર)=છડીદાર. (ઉપપદ). ઇત્યાદિ (ઇતિ=એ પ્રમાણે+આદિ=પહેલાં)=એ પ્રમાણે છે પહેલાં જેનું એવું; એ વગેરે. દેવસ્થાન=દેવનું ઠેકાણું. (૬. ત. પુ. સ.). ભજન (**भज्+अन**)=ભજવું તે. ચોઘડીઆં=ચાર ચાર ઘડીએ

રાજમહેલમાં કે મંદિરમાં વાગે છે તે વાજું; ટકોરખાનું. ( દ્વિગુ ). પૂજા ( **पूज्+आ** )=પૂજવું તે; ભક્તિ. અંગવસ્ત્ર=શરીરનું વસ્ત્ર. સફળ ( સ+ફળ )=ફળસહિત; લાભદાયક. ( બ. વ્રી. સ. ). એથી ઉલટો શબ્દ નિષ્ફળ ( નિસ્+ફળ )=ફળ વગરનું; ફોકટ; અફળ. ચિન્તાતુર ( ચિન્તાવડે આતુર-પીડાતો ). (૩. ત. પુ. સ. ). ધનુર્વિદ્યા ( ધનુસ્-કામઠું ખેંચી તીર મારવાની વિદ્યા).

**પાઠ ૨૮**—સત્સંગ=સદ્‌ગુણીની સોબત. અમળ=મેલ વગરનું; સ્વચ્છ. ( નઞ્ ). ખગ ( ખ-આકાશમા જનાર )=પક્ષી. ( ઉપપદ ). રમણીય ( **रम्+अनीय** )=રમવાને લાયક; સુંદર. યોગી ( યોગ+ઇન્-નોઈ )=યોગસાધના કરનાર; તપસ્વી; સંન્યાસી. કૃતાર્થ ( કૃત-કરાયલા છે અર્થ જેના એવો; દાનધર્મના કામ જે કરવાનાં કરી ચૂક્યો તે ).

**પાઠ ૨૯**—મશ્હૂર ( **अ.** )=જાહેર. નિર્ધનતા ( નિર્+ધન+તા )= નહિ ધનપણું; કંગાળપણું; ગરીબાઇ. લક્ષ ( **लक्ष+अ** )=જોવું તે, લક્ષ્ય; તપાસવું તે, લાખની સંખ્યા. વિદ્યાભ્યાસ (વિદ્યા+અભ્યાસ)=વિદ્યાનો મહાવરો. બાહુબળ=હાથનું જોર. વિપત્તિ ( **विपद्+ति** )=આફત પામવી તે; આપદા; પીડા. દઢતા=મજબૂતપણું. શિક્ષક (**शिक्ष्+अक**) =શિખવનાર; મહેતાજી. બુદ્ધિવર્ધક=બુદ્ધિને વધારનાર. લેખક ( **लिख्+अक** )=લખનાર; લહીઓ. પ્રાથમિક ( પ્રથમ+ઇક )=પ્રથમનું; શરૂઆતનું. સ્વર્ગવાસ=દેવલોકમાં વાસ; ગુજરી જવું તે. (૭. ત. પુ. સ. ). અર્પણ ( **अर्प्+अन** )=આપવું તે; ભેટ; બક્ષિશ.

**પાઠ ૩૦**—રાજ્યસત્તા=રાજ્યનો અધિકાર. મન ( **सं.** મનસ્. **मन्+अस्** )=ઇચ્છવું તે, ઇચ્છા; વિચારવું તે, વિચાર. અભય=ભય નહિ તે; નિર્ભય. ( નઞ્ ). તહનામું ( તહ=સલાહ+નામું=લખાણ )= સલાહના કરારનું લખાણ. (૬. ત. પુ. સ. ). કરારનામું=ઠરાવનું લખાણ.

(૬. ત. પુ. સ.). સદરહુ (अ. સદ્રહુ)=મજકુર; ઉપરનો. ઇચ્છા (इच्छ्+आ)=ઇચ્છવું તે; ઇચ્છા; મરજી. રાજ્યાધિકાર (રાજ્ય+અધિકાર)=રાજ્યનો અધિકાર. યત્ન (यत्+न)=મહેનત કરવી તે; પ્રયાસ; ઉદ્યોગ. ધર્મ (धृ=ધારણ કરવું+म=કર્મવાચક પ્રત્યય)=જે ધારણ કરેલું છે તે; સ્વભાવ; ફરજ; ધર્મ; સદ્ગુણ; આચાર; ભક્તિ. પ્રામાણિક (પ્રમાણ+ઇક)=સત્યને અનુસરતું; વહેવારમાં સાચું; વિશ્વાસુ; વચની. ઇશ્વરકૃપા=ઇશ્વરની મહેરબાની. સ્વસ્થતા (સ્વસ્થ–શાન્તપણું; શાન્તિ). લોકોપયોગી (લોક+ઉપયોગી)=સર્વ લોકના ઉપયોગનું. લોકકલ્યાણ=લોકનું ભલું. સામર્થ્ય (સમર્થ+ય)=સમર્થપણું; શક્તિ; બળ. સંતોષ (संतुष्+अ)=સંતોષ પામવો તે; તૃપ્તિ; મનનું સ્વસ્થપણું; ધીરજ; આનંદ. પ્રાર્થના (प्र+अर्थ्=प्रार्थ्+अना)=માગવું તે; ઇશ્વરની સ્તુતિ કરી કંઇ માગવું તે; વિનતિ.

**પાઠ ૩૧**—રોનકદાર=ભપકાદાર. (ઉપપદ). ચતુરાઈ (ચતુર+આઇ)=હોશિયારપણું; હોશિયારી; ખંધાઈ. દેશાવર (દેશ+અવર=બીજો)=બીજોદેશ. અકળામણ (અકળા+આમણ)=મનમાંનો ગભરાટ; અમુંઝણ. નામાંકિત (નામ+અંકિત)=નામવડે ઓળખાયલું. (૩. ત. પુ. સ.). પટ્ટાભિષેક (પટ્ટ=મુગટ+અભિષેક)=ગાદીપર બેસાડતી વખતે રાજાને જળ, પુષ્પ, વગેરે છાંટીને જે ક્રિયા કરે છે તે. સંગ્રહસ્થાન (સંગ્રહ+સ્થાન)=જે ઠેકાણે દેશ પરદેશના જોવાલાયક પદાર્થો સંઘરી રાખવામા આવ્યા હોય તેનું સ્થળ (૬. ત. પુ. સ.). પુસ્તકાલય (પુસ્તક+આલય)=પુસ્તકનું સ્થાન; જે ઠેકાણે અનેક પુસ્તકોનો સંગ્રહ હોય તે ઠેકાણું. ઐતિહાસિક (ઇતિહાસ+ઇક)=ઇતિહાસનો અભ્યાસ કરનાર કે જાણનાર.

**પાઠ ૩૨**—કૃતજ્ઞતા (કૃતજ્ઞ+તા)=કૃતજ્ઞપણું; કરેલા ગુણને

બદલો વાળવાનું ધ્યાનમા રાખવું તે. વૃત્તિ ( **वृत्+ति** )=વર્તવું તે, વર્તણુક; હોવું તે, ધંધો; આજીવિકા, ગુજરાન; ઇચ્છા. નિરંતર (નિઃ+અંતર )=નથી અંતર જેમાં એવું; અંતર વગરનું; ચાલુ; હંમેશ; નિત્ય. અગ્નિરસ=અગ્નિનો રસ. સપૂત=સારો દીકરો. ( ક. ધા. સ. ). એથી ઉલટો શબ્દ કપૂત. ભક્તિમાન=ભક્તિવાળું; ધર્મિષ્ઠ; વફાદાર. જાનવર ( જનાવર )=જીવવાળાં; માણસ સિવાયનાં પ્રાણી. શોકાતુર ( શોક+આતુર )=શોકવડે પીડાતો. (૩. ત. પુ. સ. ). કૃતઘ્ન ( કૃત+ઘ્ન )=કરેલા ઉપકારને હણનાર. ( ઉપપદ ). અપકીર્તિ ( અપ+કીર્તિ )=ખરાબયશ; અપજશ; બેઆબરૂ. ( ક. ધા. સ. ). કમોત ( ક+મોત )=નઠારૂં મોત; ખૂનથી, ડૂબ્યાથી, વગેરેથી એકાએક મોત થાય તે. ( ક. ધા. સ. ).

**પાઠ ૩૩**—દેવાલય ( દેવ+આલય )=દેવનું સ્થાન. (૬. ત. પુ. સ. ). વેદાંતજ્ઞાન ( વેદાંત=વેદનો જ્ઞાન ભાગ–ઉપનિષદ્+જ્ઞાન )=વેદાંતનું જ્ઞાન. (૬. ત. પુ. સ. ). પારંગત ( પાર=છેડો+ગત=ગએલો )=છેડાને પહેચેલો. ( ૨. ત. પુ. સ. ). સ્વાધીન ( સ્વ+અધીન )=પોતાને તાબે; સ્વતંત્ર. (૬. ત. પુ. સ. ). એથી ઉલટો શબ્દ પરાધીન ( પર+અધીન )=બીજાને તાબે; પરતંત્ર. (૬. ત. પુ. સ. ). નમસ્કાર ( નમસ્+કાર )=નમન કરવું તે. યથાશક્તિ ( યથા=જેમ+શક્તિ )=શક્તિ પ્રમાણે. મહત્ત્વ ( મહત્+ત્વ )=મોટાપણું. સ્વાભાવિક ( સ્વભાવ=પ્રકૃતિ; કુદ્રત+ઇક )=કુદ્રતને લગતું; કુદ્રતી. સ્થાનિક ( સ્થાન+ઇક )=જ્યા વાસ હોય તે સંબંધનું. તાણોવાણો ( તાણો=વણવાના સાળપરના જે લાંબા દોરા તે+વાણો=આડાદોરા તે )=તાણો અને વાણો. ( દ્વંદ્વ ). અણહદ=હદ વગરનું; અપાર. ( નઞ્ ).

**પાઠ ૩૪**—વિનાશ ( **विनश्+अ** )=નાશ પામવું તે; પડતી. વિપરીત ( **वि+परि+इ**=જવું+ત )= ઉલટું ચોતરફ ગએલું; ઉલટું;

પ્રતિકૂળ. કૌરવ ( કુરુ+અ )=કુરુ રાજાના વંશજ. કાળજ્ઞાની ( કાળ+જ્ઞાની )=વર્તમાન, ભૂત, ને ભવિષ્ય કાળને જાણનાર. ( બ.વ્રી. સ.). ક્રોધી ( ક્રોધ+ઇન્‌તોઈ )=ગુસ્સે થનાર. નિપુણતા=નિપુણ-ચતુરપણું; ચતુરાઇ. સુકીર્તિ=સારો યશ; સારી નામના. ( ક. ધા. સ. ). એથી ઉલટો શબ્દ અપકીર્તિ. શાસ્ત્રવેત્તા (શાસ્ત્ર=આજ્ઞા, સામાન્ય નિયમ સંગ્રહ+વેત્તા=જાણનાર)=શાસ્ત્રનો જાણનાર. (૬. ત. પુ. સ.). બુદ્ધિ (बुध्+ति)=જાણવું તે, સમજવું તે; સમજણ, અકલ. કુબુદ્ધિ=નઠારી બુદ્ધિ; અથવા નઠારી છે બુદ્ધિ જેની એવો. (બ. વ્રી. સ.). એથી ઉલટો શબ્દ સુબુદ્ધિ. સુખદાયક=સુખને આપનાર. (ઉપપદ). અભિમાન (अभि+मान्+अ)=ઘણું માન હોવું તે; અતિશય જે આત્મસ્તુતિ તે; અહંકાર; ઉપદ. મમતા (મમ+તા)=મારાપણું; માયા; મોહ; મમત્વ. અનુપ (અન્=નહિ+ઉપ=સરખાપણું )=સરખામણી વગરનું; અતુલ્ય. ( નઞ્ ).

**પાઠ ૩૫**—હિમાલય ( હિમ+આલય )=હિમ-બરફનું સ્થાન; એક પર્વતનું નામ છે. સૌંદર્ય (સુંદર+ય)=સુંદરપણું; ખૂબસૂરતી. કાષ્ઠૌષધ (કાષ્ઠ=લાકડું, વનસ્પતિ+ઔષધ=દવા)=વનસ્પતિની દવા. વસ્ત્ર (वस्=પહેરવું+त्र)=પહેરવાનું સાધન; લુગડાં. હિતકારક=હિત-ભલું કરનાર. (ઉપપદ).

**પાઠ ૩૬**—અમીર (अ.)=જેને સરકાર તરફથી જાગીર વગેરે મળ્યું હોય તે; સરદાર. તવંગર (फा. तवांगर)-(तवान्=શક્તિ+ગર)=શક્તિવાળો; પૈસાદાર. (ઉપપદ). આગા (फा.)=સાહેબ; ધણી; શેઠ; મિસ્ટર; હિંદુસ્તાનમાં ઇરાનના લોકોને 'આગા' કહી બોલાવવાનો ચાલ છે. ખલીફા (अ.) મુહંમદ પેગમ્બર પછી તેમની ગાદી ચલાવનારમાંના એકેક. નમાજ (अ.)=બંદગી. કાનૂન (अ.)=કાયદો;

રિવાજ. ઉમદા (अ. ઉમ્દા)=શ્રેષ્ઠ. ઇરિઆદ (फा. ઇર્યાદ્દત)=કારણ સાથે મનમાં નક્કી કરવું તે; વિચાર.

**પાઠ ૩૭**—શૌર્ય (શૂર+ય)=બહાદુરી. વટેમાર્ગુ=રસ્તે ચાલનાર; મુસાફર. (૭. ત. પુ. સ.). વાટપાડુ=વાટે લુંટનાર. (ઉપપદ). પાલક (**पाल्+अक**)=પાળનાર. પરદેશી=પારકા દેશના; વિદેશી. એથી ઉલટો શબ્દ સ્વદેશી. પંજાબ (**फा.** પંજ=પાચ+આબ=પાણી)=પાંચ નદી વચ્ચેનો પ્રદેશ. સતીત્વ=સતીપણું. સ્વાર્પણ (સ્વ+અર્પણ)=પોતાનું આપવું તે; પરમાર્થે જાતનો ભોગ આપવો તે અમર=નહિ મરનાર; સ્થાયી; દેવતા. (નઞ્).

**પાઠ ૩૮**—કુકર્મ=નઠારૂં કામ. (ક. ધા. સ.). કુપાત્ર=નઠારૂં વાસણ; નઠારૂં માણસ. પાત્ર (**पा+त्र**)=જે વડે પીવાય તે; વાસણ. તનુજ (તનુ+જ)=શરીરથી જન્મેલ; પુત્ર, દીકરો. (ઉપપદ). બળવન્ત= બળવાળો. ગુણગીત=ગુણનું ગાયન. (૬. ત. પુ. સ.). નિર્બળ (નિઃ+ બળ)=બળવગરનું; નથી બળ જેમા એવો. હિમાચળ (હિમ+અચલ= પર્વત)=જે પર્વતને મથાળે બારે માસ બરફ રહે છે તે; એક પર્વતનું નામ છે.

**પાઠ ૩૯**—શ્રીમન્ત (શ્રી=લક્ષ્મી+મન્ત=વાળો)=લક્ષ્મીવાળો; પૈસાદાર; ધની. અધિરાજ (અધિ=ઉપર+રાજ=રાજા)=મોટો રાજા; ચક્રવર્તી રાજા; શહેનશાહ. દિગ્વિજય (દિક્=દિશા+વિજય)=વિદ્યા અથવા લડાઈથી દેશમાં મેળવેલો જય. આજ્ઞાંકિત (આજ્ઞા+અંકિત)=આજ્ઞાવડે ઓળખાયલું; આજ્ઞા પ્રમાણે ચાલનાર; આજ્ઞાધીન; કહ્યાગરૂં. (૩. ત. પુ. સ.). સેવક (**सेव्+अक**)=સેવા કરનાર; દાસ; નોકર. શિરોમણિ (શિરસ્+મણિ)=માથાનું રત્ન, માથાનો મુગટ. સેનાપતિ=લશ્કરનો ઉપરિ. (૬. ત. પુ. સ.). યુદ્ધકૌશલ્ય (યુદ્ધમા કૌશલ્ય (કુશલ+ય)–

ચતુરાઇ). (૭. ત. પુ. સ.). સહાય (સહ+અય)=સાથે જનાર; મદદ-ગાર. (બ. વ્રી. સ.). ગુજરાતીમાં 'સહાય'નો અર્થ 'મદદ' થાય છે. વિખ્યાત (**वि+ख्या+त**)=વધારે વખણાયલો; જાણીતો થએલો; પ્રસિદ્ધ; નામીચું; જાહેર. રાજેંદ્ર (રાજ+ઇંદ્ર)=રાજામાં મુખ્ય; મોટો રાજા. ગુર્જરેશ્વર (ગુર્જર+ઇશ્વર)=ગુર્જર પ્રજાના ધણી-રાજા. સુભટોપરિ (સુભટ=યોદ્ધો+ઉપરિ)=યોદ્ધાઓનો ઉપરિ. નિષ્કપટી (નિસ્+કપટી) =કપટ વગરનો; નથી કપટ જેમાં એવો; નિખાલસ. તથાપિ (તથા+અપિ)=તેમ પણ; તોપણ. વિશ્વાસઘાત=વિશ્વાસનો ઘાત; ભરોસો તોડવો તે; દગલબાજી. દુર્દશા (દુર્+દશા)=ખરાબ હાલત; પડતી હાલત. નરકવાસ=નરકમા રહેઠાણ; પાપ ભોગવવાના સ્થાનમાં વાસ. (૭. ત. પુ. સ.). દુરાચાર (દુર્+આચાર)=ખરાબ ચાલ. (ક. ધા. સ.). ઇચ્છાદિક (ઇચ્છા+આદિ+ક)=ઇચ્છા છે પહેલાં જેની; ઇચ્છા વગેરે.

**પાઠ ૪૦**—હિંસક (**हिंस्+अक**)=વધ કરનાર; પીડા કરનાર; ક્રૂર. અવસ્થા (**अवस्था+आ**)=ઉભા રહેવું તે; હાલત; આયુષ્ય; ઉમર. પ્રવાહ (**प्र+वह्+अ**)=આગળ વહેવું તે; રેલો; વોહ. અક્કલ-મંદ=અક્કલવાળો.

**પાઠ ૪૧**—તપોવન (તપસ્+વન)=તપ કરવાનું વન. પરિક્રમણ (**परि+क्रम्+अन**)=ચોતરફ ફરવું તે; પ્રદક્ષિણા; પરકંમા. પ્રિયંવદા=મીઠું બોલનારી. (ઉપપદ). ઉત્કંઠા (ઉદ્=ઉંચે+કંઠા=ડોક)=ઉંચી ડોક થવી; આતુરતા. આશ્રમ (**आ+श्रम्+अ**)=મહેનત કરવી તે; શ્રમ; તપશ્ચર્યા કરવાનું સ્થળ; ઋષિમુનિઓને રહેવાની જગ્યા; માણસની જીંદગીના તમામ ઉદ્યોગના ચાર ભાગ પાડ્યા છે તેઃ—૧. બ્રહ્મચર્યાશ્રમ=વિદ્યાર્થી અવસ્થા; ૨. ગૃહસ્થાશ્રમ=ઘરમાંડીને રહેવું; ૩. વાનપ્રસ્થાશ્રમ=વનમાં જઈ એટલે કામ ધંધો છોડી પરમાર્થના કામમાં

વખત ગાળવો તે; ૪. સંન્યસ્તાશ્રમ=સઘળું છોડી પરલોકના ચિન્તનમાંજ રહેવું. વિયોગ (वियुज्+अ)=જુદા પડવું તે; જુદાઈ; ગેરહાજરી. રૂપ (रूप्+अ)=સુંદર દેખાવું તે; સુંદરતા; આકાર; સ્વભાવ; નામ, ધાતુ વગેરેનાં રૂપ. સુકૃત (सु+कृ+त)=સારૂં કરેલું; સદ્દગુણ; શુભ; પુણ્ય. પ્રમાણ (प्र+मा+अन)=શ્રેષ્ઠ માપ; જ્ઞાન મેળવવાનાં સાધન; ન્યાયશાસ્ત્રમાં તે ચાર ગણ્યાં છેઃ—૧. પ્રત્યક્ષ; ૨. અનુમાન; ૩ ઉપમાન=કોઇનો દાખલો તે; ૪. શાબ્દ=સાક્ષી. વધૂવર=વહુ અને વર. (દ્વંદ્વ). વર્તમાન (वृत् હોવું+अ આગમ+मान વ. કૃ. પ્ર.)=હોવું; ચાલતો વખત; સમાચાર. સત્કાર (સત્+કૃ+અ)=સારૂં કરવું તે; આદરમાન, પૂજા; ભોજન, સંભાળ, આગતાસ્વાગતા.

**પાઠ ૪૨**—ક્ષમા (क्षम्+आ)+માફ કરવું તે; માફી; ખામોશ; ધીરજ. સદ્દગુણ (સત્+ગુણ)=સારા ગુણ. મશાલચી (મશાલ+ચી=રાખનાર)=મશાલ ધરનાર. આજ્ઞાધારી (આજ્ઞા+ધારી=ધારણ કરનાર)=આજ્ઞાપાલક (ઉપપદ). અચળ (अचल्+अ)=નહિ ચાલનાર; સ્થિર, દૃઢ, પર્વત કેમકે તે હાલતો ચાલતો નથી. (નઞ્). અસહ્ય (अ+सह्+य)=સહેવા લાયક નહિ તે; ન સહન થાય તેવું. (નઞ્). અપૂર્વ (નથી પૂર્વ-પહેલાં જેનું; પહેલા ન બન્યું હોય તેવું; અસાધારણ). (બ. વ્રી. સ.).

**પાઠ ૪૩**—નરદેવ (નરમાં દેવ)=રાજા. (૭. ત. પુ. સ.). સુતા (સુત=પુત્ર+આ=ના. જા. પ્ર.)=પુત્રી. પ્રશંસા (प्रशंस्+आ)=વખાણવું તે; વખાણ; સ્તુતિ; તારીફ. નરાદિ (નર=પુરુષ+આદિ=પહેલાં, અગાડી)=પુરુષ છે પહેલાં જેની; પુરુષ વગેરે. દિવ્યાંગના (દિવ્ય=સ્વર્ગની+અંગના=સ્ત્રી)=સ્વર્ગની સ્ત્રી, અપ્સરા, પરી. ભૂપ (ભૂ+પ)=પૃથ્વીને પાળનાર; રાજા. (ઉપપદ). સુરપુર (દેવતાનું નગર). (૬. ત.

પુ. સ.).=અમરાવતી. પુણ્યશ્લોક (પુણ્ય=પવિત્ર+શ્લોક=નામ)=પવિત્ર છે નામ જેનું. (બ. વ્રી. સ). તે ચાર ગણાય છે:—૧. નળ; ૨. યુધિષ્ઠિર; ૩. જનક; ૪. જનાર્દન (વિષ્ણુ). સુજ્ઞ (સુ+જ્ઞ)=સારૂં છે જ્ઞાન જેનું; સુજાણ. ( બ. વ્રી. સ. ). સુકુમાર (સુ+કુમાર)=ઘણું કોમળ; સારી કુમાર અવસ્થાવાળું. ઉપવાસ (उपवस्+अ)=ભૂખ્યાં રહેવું તે; વ્રત. નૃપ (નૃ+પ)=પુરુષોને પાળનાર; રાજા. (ઉપપદ). દમ્પતિ ( દમ્=જાયા, પત્ની+પતિ=ધણી )=ધણી અને ધણીઆણી. (દ્વંદ્વ). દુર્ભાગ્ય (દુર્+ભાગ્ય)=નઠારૂં નસીબ. (ક. ધા. સ.). બેભાન=ભાન વગરનું; બેશુદ્ધ; બેહોશ. વિકલ (विकल् ખોડ આણવી+अ)=ખોડવાળું; ભયભીત; ગાભરૂં; નકામું. અહિદંશ (અહિ+દંશ)=સાપનું કરડવું. (૬. ત. પુ. સ.). વિરૂપ (वि+रूप्+अ)=નઠારા રૂપનું, કદરૂપું; બદસૂરત; બેડોળ. હર્ષઘેલું=હર્ષ વડે ઘેલું. (૩. ત. પુ. સ.). સાનુકૂળ (સ+અનુકૂળ)=અનુકૂળ સાથે-પડતું; મદદગાર.

**પાઠ ૪૪**—પરમાણુ (પરમ=શ્રેષ્ઠ+અણુ)=પદાર્થનો ઝીણામાં ઝીણો ભાગ તે. જંતુ (जन्+तु) હલકી જાતનાં પ્રાણી; જીવડાં. અનુકૂળ (અનુ=મળતો+કૂલ=કિનારો)=જે કિનારે હોઈએ તે કિનારે; મળતું; ગમતું. પ્રાણહર=પ્રાણ-જીવને લેનાર. (ઉપપદ). નિર્ગત (निर्गम्=બહાર જવું+त)=બહાર ગએલું; શક્તિવગરનો, નબળો. નિર્મૂળ (નિર્+મૂળ)=નથી મૂળ જેને; મૂળ વગરનું.

**પાઠ ૪૫**—સત્યવાદી=સાચું બોલનાર. (ઉપપદ). નિરાશ (નિર્+આશા)=નથી આશા જેને; આશાભંગ; નાઉમેદ. આગ્રહ (आ+ग्रह्+अ)=પકડવું તે; હઠ; આજીજી. બળહીન (બળથી હીન). (૫. ત. પુ. સ.).=બળવગરનો. આચાર્ય (आ+चर्+य)=મર્યાદામાં ચાલનાર; ધર્માધ્યક્ષ. વ્યર્થ (વિ+અર્થ)=અર્થવિના; ફોકટ; નિષ્ફળ; મિથ્યા.

નમ્રતાપૂર્વક=નમ્રતા છે પૂર્વ જેમાં; વિવેક વગેરે. (બ. વ્રી. સ.).

**પાઠ ૪૬**—નજીવું=માલ વગરનું. (નञ्). જમીનદાર=જમીનવાળો; જમીનની પેદાશપર જેનું ગુજરાન ચાલતું હોય તે. (ઉપપદ). મારામારી=લડાઇ, ટંટો. (બ. વ્રી. સ.). વાસ્તવિક (વસ્તુ+ઇક)=વસ્તુને અનુસરતું; ખરૂં. મૂર્તિપૂજક=મૂર્તિને પૂજનાર. (ઉપપદ). જીર્ણોદ્ધાર (જીર્ણ+ઉદ્ધાર)=જીર્ણનો ઉદ્ધાર; જૂનાને સમારવું તે. ઇશ્વરેચ્છા (ઇશ્વર+ઇચ્છા)=ઇશ્વરની ઇચ્છા–મરજી. ખ્યાતિ (**ख्या+ति**)=વખાણવું તે; કીર્તિ; પ્રસિદ્ધિ. ન્યાય (**नि+अय्+अ**)=માહે જવું તે; ખરાખોટાની પરીક્ષા કરવી તે; ઇન્સાફ.

**પાઠ ૪૭**—અસ્ત (**अस्+त**)=ફેંકેલું; નાશ. કમળનયન=કમળરૂપ આંખ. (ક. ધા. સ.). ગજમુક્તા (ગજ=હાથી+મુક્તા=મોતી)=હાથીના કુંભસ્થળમાથી નીકળેલાં મોતી. (મ. પ. લો. સ.). શુંડાકાર (શુંડ=સૂંઢ+આકાર)=સૂંઢનો આકાર કે સૂંઢ જેવો આકાર છે જેનો તે. કુંજરકાળ=કુંજર–હાથીનો કાળ. શીતળતા=શીતળપણું. ઐશ્વર્ય (ઇશ્વર+ય)=ઇશ્વરપણું; સર્વોપરિ અધિકાર; ધન; સંપત્તિ; વૈભવ.

**પાઠ ૪૮**—કૃષ્ણચરિત્ર=કૃષ્ણનાં ચરિત્ર–આચરણ–લીલા. (૬. ત. પુ. સ.). કાવ્યશક્તિ=કાવ્ય–કવિતા કરવાની શક્તિ. (૬. ત. પુ. સ.). દેશાટન (દેશ+અટન)=દેશમાં અટન=ફરવું તે. સૃષ્ટિસૌંદર્ય=કુદ્રતની શોભા. દર્શનનિમિત્તે=દર્શનને કારણે. નવરાત્ર=નવરાતનો સમૂહ. (દ્વિગુ). જન્માષ્ટમી ( જન્મ+અષ્ટમી )=જન્મની અષ્ટમી; શ્રાવણ વદ ૮; એ દિવસે શ્રીકૃષ્ણનો જન્મ થયો હતો. સદ્બોધ (સત્+બોધ)=સારો બોધ. કીર્તન (**कृत्** વખાણવું+**अन**)=ઇશ્વરના ગુણનું ગાન, કથન, વચન. પ્રકૃતિ (**प्रकृ** શરૂ કરવું+**ति**)=શરૂ કરવું તે; શરીરનું મૂળ બંધારણ; જન્મસ્વભાવ; સ્થિતિ; પદાર્થમાત્રનો સ્વાભાવિક ગુણ.

શબ્દજ્ઞાન=શબ્દનું જ્ઞાન. (૬. ત. પુ. સ.). કાવ્ય (કવિ+ય)=કવિ-પણું; કવિતા.

પાઠ ૪૯—નિર્દોષ (નિર્+દોષ)=નથી દોષ જેમા; દોષ વગરનું. (બ. વ્રી. સ.). અઘટિત=ઘટિત–યોગ્ય નહિ તે. (નઞ્). અપમાન (**अप+मान्+अ**)=માનથી ઉલટું; અનાદર; તિરસ્કાર; માનભંગ. અત્યંત (અતિ+અંત)=છેડાની પેલી તરફ, ઘણુંજ. શંકા (**शंक्+आ**)=શંકા લેવી તે; શક; વહેમ; સંદેહ; ભય; અવિશ્વાસ. તુલ્ય (**तुल्+य**)=બરાબરી કરવાયોગ્ય; બરોબર. પ્રતિપ્રિય (પ્રતિ=ઉલટું+પ્રિય=વહાલું, ગમતું)=ગમતું કરી સામો બદલો વાળવો તે, નિવૃત્તિ (**निवृत्+ति**)=પાછા ફરવું તે; ચિત્તનું વિષયમાથી વિરામ પામવું તે; વિસામો; નિરાત. સહર્ષ=હર્ષ સહિત; આનંદી. (બ. વ્રી. સ.). વિરુદ્ધ (**वि+रुध्+त**)=સામો રોકાયલો; સામુ; ઉલટું; પ્રતિકૂળ. અધન્ય (અ+ધન્ય)=નસીબવાન નહિ તે; અભાગીઓ. (નઞ્). વિરોધ (**वि+रुध्+अ**)=ઉલટી રાતે રોકવું તે; કજીઓ; વેર; અણબનાવ. અદ્યાપિ (અદ્ય+અપિ)=આ-જપણ; આજસુધી. પ્રતિકાર (**प्रतिकृ**=પાછું આપવું+**अ**)=વેરનો બદલો લેવો તે; કરેલા નુકસાનનો બદલો વાળવો તે; ઉપાય. વાગ્દોષ=વાક્-વાણીનો દોષ.

પાઠ ૫૦—ધનવન્ત=ધનવાળો; પૈસાદાર; શ્રીમન્ત. જન (**जन्+अ**)=પેદા થનાર; માણસ. સ્નેહી (સ્નેહ+ઇનતોઈ)=સ્નેહ કરનાર. વજ્રછાતી (વજ્ર=કઠણ+છાતી=હૈયું). (ક. ધા. સ.).=કઠણ હૈયાનો–લાગણી વિનાનો–નિર્દય. આશ્રિત (**आश्रि+त**)=આશરો પામેલું–શરણાગત; આધીન; તાબેદાર. નિર્જળ (નિર્+જળ)=નથી જળ જેમાં; પાણી વગરનું. ધર્મશાળા=ધર્મની જગ્યા; મુસાફરોને ઉતરવાનું ઠેકાણું. (૬. ત. પુ. સ.). ઉપકાર (**उपकृ+अ**)=કોઇનું ભલું કરવું તે; પાડ,

મહારાષ્ટ્ર-પ્રા. મરહટ્ટ-મરાઠા (મહા+રાષ્ટ્ર)=મોટો દેશ; એક દેશનું નામ: તે દેશના વતની તે મરાઠા. (ક. ધા. સ.).

**પાઠ ૩૪**—શોભિત (**शुभ्+इत**)=શણગારેલું; સુંદર. પાયમાલ (**फा.**)=નાશ પામેલું. સ્વસ્થ=સ્વ-પોતાની સ્થિતિમા રહેનાર; શાન્ત. (ઉપપદ). પરાજય (**पराजि+अ**)=હારવું તે; હાર. વક્તૃત્વ (**वच्+तृ+त्व**)=બોલવાપણું, બોલવાની શક્તિ-છટા; વાક્ચાતુર્ય. તત્ત્વજ્ઞાન=બ્રહ્મજ્ઞાન, ફિલસુફી. ગણના (**गण्+अना**)=ગણવું તે, ગણતરી, પ્રતિષ્ઠા. શ્રેષ્ઠ (**श्र=**સ્તુતિપાત્ર+ઇષ્ઠ)=સૌથી સારૂં, ઉત્તમ. પ્રકાર (**प्रकृ+अ**)=કરવું તે, રીત; જાત; બાબત. જિત (**जि+त**)=જિતેલું. કાળાંતર (કાળ+અંતર)=બીજો કાળ, કેટલોક કાળ વીત્યા પછી.

**પાઠ ૩૫**—સમભાવના (સમ=સરખી+ભાવના (**भू+अना**)=લાગણી)=સરખી લાગણી. અન્યોઅન્યાશ્રય (**સં.** અન્યાન્યાશ્રય)-(અન્યોઅન્ય=પરસ્પર, એક બીજું+આશ્રય=મદદ)=પરસ્પર મદદ. વસુધા=વસુ-દ્રવ્યને ધારણ કરનાર-પૃથ્વી. (ઉપપદ.) અપશબ્દ (**अप+शब्द्+अ**)=ખરાબ બોલવું તે, ખરાબ શબ્દ. શાણપણ=ડાહ્યાપણું, સભ્યતા.

**પાઠ ૩૬**—વિધવિધ (**સં.** વિધા=પ્રકાર)=બહુ બહુ પ્રકારના, તરેહવાર. પાઠ (**पठ+अ**)=ભણવું તે-પાઠ. અવસર (**अव+सृ**=જવું +**अ**)=ટાણું, તક, વખત. વિશ્વ (**विश्**=વ્યાપવું)=જગત. ઉદાસ (**उद्**=બહાર+**आस्**=બેસવું+**अ**)=શોકાતુર, ગમગીન. જનકૃત=માણસે કરેલું. (૩. ત. પુ. સ.). પ્રભુકૃત=પ્રભુએ કરેલું. (૩. ત. પુ. સ.). મતિ (**मन+ति**)=વિચારવું તે, વિચાર; બુદ્ધિ.

**પાઠ ૩૭**—ચમત્કારી=ચમત્-નવાઇ કરનાર; અજાયબ ભરેલું. આધ્યાત્મિક(અધ્યાત્મન્=આત્મા+ઇક)=આત્માસંબંધી. પ્રાકૃતિક(પ્રકૃતિ+

ઇક)=પ્રકૃતિને લગતું, સ્વાભાવિક. ઐહિક (ઇહ=અહીં, આલોક+ઇક) =આ લોક સંબંધી. વ્યવહાર (**वि+अव+हृ=व्यवहृ+अ**)=આચરવુ તે, લોકરૂઢિ; ધંધો; સંબંધ. નિબંધ (**निबध्+अ**)=નિયમથી બાંધવું તે, કોઇ પણ વિષયપર સારી ઇબારતવાળું લખાણ. સાંકેતિક (સં-કેત=નિયમ+ઇક)=નિયમને અનુસરતું. સ્વરસંવાહક=સ્વર-અવાજને લઇ જનાર ગુણ છે જેમાં એવો. (બ. વ્રી. સ.). સ્વરધારણ (સ્વર (**स्वृ+अ**)=અવાજ+ધારણ)=અવાજને ધારણ કરનાર; સ્વરગ્રાહક ગાયન (**गै+अन**)=ગાવું તે. અસ્પષ્ટ=સ્પષ્ટ-બરાબર સમજાય તેવું નહિ તે. (નસ). ધ્વનિ (**ध्वन्**=અવાજ કરવો)=અવાજ; રાગ, શબ્દ.

પાઠ ૩૮—જિજ્ઞાસુ (જિજ્ઞાસ=જાણવા ઇચ્છવું+ઉ=નાર) =જાણવા ઇચ્છનાર. નાટક (**नट्+अक**)=નાચનાર; જેમાં ગદ્યરૂપ સંવાદ ને કવિતા બંને હોય છે તે; વેશ કાઢી ખેલ કરવો તે. બુદ્ધિ-શાળી=બુદ્ધિવડે શોભનાર. (ઉપપદ). વાદવિવાદ=સામસામા સવાલ જવાબ કરવા તે; સંભાષણ. પ્રતિપાદન (**प्रतिपद्+अन**)=કબૂલ કરવું તે; હરકોઇ વિષયના પક્ષના દોષોનું નિરાકરણ કરી સ્થાપન કરવું તે: સ્થાપન. અપૂર્ણ (**अ+पूर+न**)=ન પૂર્ણ કરેલું; અધુરૂં અપ્રિય=પ્રિય-વહાલું નહિ તે; પ્રતિકૂળ. શંકાશીલ=શંકા છે શીલ-સ્વભાવ જેનો એવો; શંકાવાળો. (બ. વ્રી. સ.). સમક્ષ (સમ્=સાથે +અક્ષિ)=આંખ સામે-રૂબરૂ. ઇશ્વરપ્રેરણા=ઇશ્વરની ઇચ્છા. (૬. ત. પુ. સ.). ઉલ્લંઘન (**उद्+लंघ्=उल्लंघ्+अन**)=આડે રસ્તે જવું તે, ઓલંઘવું ને. હાસ્ય (**हस्+य**)=હસવા લાયક; હાસ્યરસ; મશ્કરી.

પાઠ ૩૯—શક્તિમન્ત=શક્તિવાળો. સમર્થ; જોરાવર; ધનવાન. સુલભ (**सु+लभ्+अ**)=સહેલથી મેળવાય એવું. તરંગ (**तॄ**=ઊછળવું+ **अ=तर+ग**)=ઊછળીને ચાલનાર; પાણીનાં મોજાં; પવનની લહેરો;

મનના ખુદ્દા. પ્રારબ્ધ (**प्र+आ+रभ्=प्रारभ्+त**)=શરૂ કરેલું (કર્મ), નસીબ. કર્મ ત્રણ પ્રકારનાં કહ્યાં છે:—**પ્રારબ્ધ**=જેનું ફળ આ જન્મમાં ભોગવવા માંડયું છે તે; **ક્રિયમાણ**=જે આ જન્મમા કરાતું અને કેટલુંક ભોગવાતું જાય છે તે; અને **સંચિત**=આવતા ભવમા ભોગવવા સારૂ જે સંચી રખાય છે તે. સિદ્ધિ (**सिध्+ति**)=પાર-પડવું તે; પોતાના કામમા ફતેહ મેળવવી તે. હાનિ–**हा**=તજવું+**ति** ('**ति**' નો '**नि**' થયો છે)=તજવુ તે; નુકસાન. બંધન (**बंध्+अन**)=બાધવું તે; કબજો, કેદ. સાવધ (**स+अव+धा+अ**)=સાવધ-પણું તે; સાવધાન; સાવચેત; જાગ્રત્; હોશિયાર. (બ. વ્રી. સ.). આસ્થા (**आस्था+आ**)=(માનેલી વાતની) મર્યાદામા રહેવું તે; વિશ્વાસ; મુડી. સંકલ્પ (**सम्+क्लृप्+अ**)=સારી યોજના કરવી તે; મનનો એક વ્યાપાર; મરજી, વિચાર; નિયમ.

**પાઠ ૪૦**—પ્રાચી ( પ્રાચ્–**प्र**=આગળ+**अंच्**=જવુ+કિવપ ક. વા. પ્ર.–મો આગળ જનારૂં–પૂર્વ તરફનું+**ई** ના. જા. પ્ર. )=પૂર્વ દિશા. દિશા (**दिश्+आ**)=દેખાડનારી–બાજૂ, તરફ, દિશા. રક્ત ( **रंज्+त**) =રંગાએલું–લાલરંગનું–લોહી; રાજી થએલો–પ્રેમ ભરેલો. વિતર્ક (**वि+तर्क्+अ** )=ઉલટો વિચાર કરવો તે–ખોટા તર્ક–શંકા. ધરા ( **धृ+आ** )=ધારણ કરનારી–પૃથ્વી. તૃષ્ણા ( **तृष+ना** )=તરસ્યા થવું તે; તરસ; ઇચ્છા. ઉદયાચલ (ઉદય+અચલ)=એ નામનો પૂર્વ દિશાએ કલ્પેલો પર્વત. સિંહાસન (સિંહ+આસન)=સિંહના આકારનું તખ્ત. આદર્શ (**आ+दृश्+अ**)=જોવાનું સાધન–દર્પણ; આરસી. સંગ્રામ (**संग्राम्+अ**)=યુદ્ધ કરવું તે–યુદ્ધ; રણ; લડાઈ. ક્રોધ (**क्रुध्+अ**)= ગુસ્સે થવું તે–ગુસ્સો; કોપ; રોષ. પ્રણામ (**प्र+नम्+अ**)=વિશેષ નમવું તે–નમસ્કાર. ગુરુ (**गृ**=બોલવું+**उ**=નાર)=શિક્ષક; અધ્યાપક;

આચાર્ય. ઇષ્ટ (**इष्+त**)+ઇચ્છેલું. મૃણ્મય (મૃદ્-માટીનું બનાવેલું; માટીનું). સરૂપ=સરખુંરૂપ; એક જાતનું. (બ. વ્રી. સ.). નૂર (**अ.**)= તેજ. વિદેશ (**वि**+દેશ (**दिश्+अ**)=મુલક)=પરદેશ.

**પાઠ ૪૧**—પ્રવેશ (**प्रविश्+अ**)=દાખલ થવું તે. દોષરહિત (દોષ+રહિત=તજાયલું)=દોષે રહિત, દોષવિનાનું. (૩. ત. પુ. સ.). વર્ણનીય (**वर्ण्+अनीय**)=વર્ણન કરવા લાયક. નકશીદાર=કોતરણી-વાળું. (ઉપપદ). અત્યુત્તમ (અતિ+ઉત્તમ)=ઘણું ઉત્તમ. મોહ (**मुह्+अ**)=બેભાન થવું તે-મૂર્છા. રત્નજડિત=રત્નવડે જડિત-જડેલું. (૩ ત. પુ. સ.). સુવર્ણમય=સોનાથી ભરેલું. એકાગ્ર (એક+અગ્ર=છેડો) =એક ચિત્તવાળું; સ્થિર. સર્વત્ર=સર્વ ઠેકાણે ભિન્નતા=જુદાપણું. તલ્લીન (તત્+લીન)=તેમા લીન થએલું; વિચારમાં ગરક થએલું. પ્રતિક્ષણે=દરેક ક્ષણે (અ. ભા સ.). વિહાર (**विहृ+अ**)=ભમવું તે-ગમન; ક્રીડા કરવી તે-ક્રીડા; મઠ; બૌદ્ધ ધર્મનું દેવાલય; હિમમય =બરફથી ભરેલાં. અવર્ણ્ય (**अ+वर्ण्+य**)=વર્ણન ન થઇ શકે એવું. ચકિત (**चक्+इत**)=બીધેલું, ભયભીત, કંપિત. અગાધ (**अ+गाध्**= રહેવું, રોકાવું+**अ**)=સ્થાન નહિ તે-તળિયું માલૂમ ન પડે તેવું; અ-થાગ, ઘણુંજ ઉંડું; ગહન. પૂજ્યબુદ્ધિ=માનનીય બુદ્ધિ. વિરાજમાન (**विराज्+अ** (આગમ)+**मान** વ. કૃ પ્ર.)=પ્રકાશતું; શોભિતું. અલ્લા (**अ.** અલ્લાહ)=ખુદા; પરમેશ્વર.

**પાઠ ૪૨**—સ્થાપન (**स्थाप्+अन**)=બેસાડવું તે; મુડી, થાપણ. ગુમાસ્તાગીરી=ગુમાસ્તાનું જે કામ તે; મહેતાગીરી. માંદગી=આજારી-પણું; મંદવાડ; બિમારી. સાહુકાર (**सं.** સાધુકાર)=સાધુ; શ્રેષ્ઠ કામ કરનાર; નાણાવટી; સરાફ. (ઉપપદ). સેવિંગ્સબેંક (સેવિંગ=બચા-વેલું+બેંક=પેઢી)=બચાવેલું નાણું વ્યાજે મૂકવાની પેઢી. દસ્કત (**फा.**

દસ્ત=હાથ+ખત=લખાણ)=પોતાના હાથના અક્ષર.

**પાઠ ૪૩**—વઢવાણ (**सं.** વર્ધમાન-**वृध्+अ** (આગમ)+**मान** વ. કૃ. પ્ર.)=વધતું જતું શહેર. છત્ર (**छद्+त्र**)=વર્ષાદ અથવા તાપથી શરીર ઢાકવાનું સાધન. છત્રી (છત્ર+ઈ=ના. જા. પ્ર.)=નાનું છત્ર. સંગીત (**सम्+गै+त**)=સાથે ગાયલું. સાથે મળી ગાવાનું ગીત; ગાન, તાન, ગાયનવિદ્યા. કાઠિયાવાડ=કાઠી લોકોનું રહેઠાણ. (દ. ત. પુ. સ.). વિધિ (**विधि**=કરવું+ક્વિપ ક્રિ. વા. પ્ર.)=કરવું તે-રીતિ, પ્રકાર; ધર્મશાસ્ત્રની આજ્ઞા; કરનાર-બ્રહ્મા; ભાગ્ય; નસીબ; દૈવ. ક્રમ (**क्रम्+अ**)=પગલાં ભરવા તે-અનુક્રમ. વાગ્બાણ (વાક્+બાણ=વાણીનો પ્રહાર-મહેણાં) દુકાનદાર=દુકાનવાળો. (ઉપપદ). ઉદ્ગાર (**उद्**=બહાર+**गॄ**=અવાજ કરવો+**अ**)=આશ્ચર્ય, નવાઈ, વગેરે થઇ આવતાં એકાએક અવાજનું બહાર પડવું તે-શબ્દ; ઓડકાર. સિરસ્તેદાર=સિરસ્તો-રીતરિવાજથી જાણીતો. (ઉપપદ).

**પાઠ ૪૪**—કાજી (**अ.** કાઝી)=કુરાનના ફરમાન મુજબ ઇન્સાફ કરનાર અધિકારી. વસ્તુ (**वस्+तु**)=હોનાર, ખરેખરૂં હોય તે-ચીજ, પદાર્થ, દ્રવ્ય; સત્યપદાર્થ. ભાસ (**भास्+अ**)=દેખાવું તે-પ્રકાશ, પ્રભા. વૈરી (વૈર=શત્રુતા, વિરોધ+ઇનનોઈ)=શત્રુ, વિરોધી, રિપુ, અરિ. લક્ષ્મી (**लक्ष्**=જોવું)=ધન, દોલત, સંપત્તિ, શ્રી; ધનની દેવી; વિષ્ણુની પત્ની. ઉન્મત્ત (**उद्+मद्+त**)=ઘણું ગાંડું થએલ-ઉદ્ધત. સ્વાનંદ (સ્વ=પોતાનો+આનંદ)=આત્માનંદ; આત્મા પરમાત્મા સંબંધી વિચારો કર્યાથી જે આનંદ થાય તે. નિર્મોહી (**निर्+मुह्+इन्** નો **ई**)=મોહવાળો નહિ તે-મોહ વગરનો. કાવ્યમાલા=કાવ્યરૂપમાલા. (ક. ધા. સ.). નિજાનંદ (નિજ+આનંદ)=પોતાનામાં જ આનંદ પામતો એવો જે છે તે-પરબ્રહ્મ; પ્રભુની ઐક્યતાથી મળતો આનંદ.

**પાઠ ૪૫**—અનિષ્ટ (**अन्+इष्+त**)=ઇચ્છેલું નહિ તે–અશુભ, માઠું. ભૂશિર (ભુ+શિર=માથું, અણી)=પૃથ્વીની અણી–જમીનની અણી લાંબી થઈને સમુદ્રમા ગએલી હોય તે. (૬. ત. પુ. સ). પુષ્ટિ (**पुष्+ति**)=પોષવું તે–પોષણ, મદદ. સંયુક્ત (**सम्+युज्+त**)= સાથે જોડેલું–મિશ્ર. ત્રાસદાયક=ભય આપનાર. (ઉપપદ).

**પાઠ ૪૬**—કુશળતા=કુશળપણું, ચતુરાઇ, પ્રવીણતા. ધોરણ (**धोर्**=દોડવું+**अन**)=વહીવટ, નિયમ; આધાર. દીર્ઘદષ્ટિ=લાંબી નજર. (ક. ધા. સ.).

**પાઠ ૪૭**—દ્વીપકલ્પ (દ્વીપ (દ્વિ=બે+અપ્ (પાણી)નુ દ્વિપ થઈ)=જેને બંને બાજુ–બધી બાજુ તરફ પાણી હોય તે)=બેટ+ કલ્પ=ન્યૂનતાવાચક)=બેટથી કંઇક ન્યૂન, ત્રણ બાજુએ પાણી હોવાથી. દ્વિપ (દ્વિ=બે+પ (**पा**=પીવું)=પીનાર)=મો ને સૂંઢથી પીનાર–હાથી. દુર્બળ (દુઃ+બળ)=ઓછું બળ, નબળું; પાતળું; અશક્ત; ગરીબ. મુલ્કી (**अ.**)=મુલક સંબંધી; જમાબંદીને લગતું. વહીવટ (વહી=ચોપડા+વટ)=કારભાર. પ્રાબલ્ય (પ્રબલ+ય)=પ્રબળપણું–શક્તિ, બળ, જોર. જામદારખાનું (**फा.**)=જવાહીર, ઘરેણા, વસ્ત્ર, વગેરે રાખવાનો ઓરડો; સરકારી તિજોરી; રાજ્યભંડાર. નૌકાસૈન્ય=વહાણનું લશ્કર. (૬. ત. પુ. સ.). ભયંકર=ભયને કરનાર. (ઉપપદ). સ્મૃતિકાર= સ્મૃતિ–હિંદુ ધર્મશાસ્ત્રના ગ્રંથને કરનાર. (ઉપપદ). શ્રુતિ કરતાં સ્મૃતિનું, અને સ્મૃતિ કરતા પુરાણનું પ્રમાણ ઉતરતું ગણાય છે.

**પાઠ ૪૮**—રોષ (**रुष्+अ**)=ગુસ્સે થવું તે–ગુસ્સો, ક્રોધ, રીસ, કોપ. સાધ (**साध्+अ**)=સાધવું તે–કરવા માંડ. મુક્તિ (**मुच्+ति**)= છૂટા થવું તે–મોક્ષ, નિર્વાણ. અગમ્ય (**अ+गम्+य**)=ન જવાય તેવું, ન સમજાય તેવું, ગૂઢ; અલભ્ય; જવાને યોગ્ય નહિ તે. ખેદ (**खिद्**

+अ)=ખેદ પામવો તે-શોક; દુઃખ; ગ્લાનિ. ચંચળ (चल्+चल्+अ)=હાલ હાલ કર્યા કરનાર-જેનું મન જલદીથી ખસી જાય તે-અસ્થિર; બુદ્ધિની ગતિવાળો-હોશિયાર. તત્કાળ=તે વખત. (ક. ધા. સ.).

**પાઠ ૪૯**—આરામ (आ+रम्+अ)=રમવાનું સ્થળ-ઉપવન, બાગ. આરામ (फा.)=સુખ, વિશ્રાન્તિ. નીરોગ (નિઃ+રોગ)=નથી રોગ જેમાં-રોગ વગરનું. પરદુ:ખભંજન=પારકાના દુ:ખને ભાગનાર. (ઉપપદ). પરાયણ (परा+अय+अन)=તરફ જવું તે-અત્યંત આસક્તિ. દવાખાનું=ઔષધશાળા, ઇસ્પિતાલ. (६. ત. પુ. સ). આરોગ્યાલય (આરોગ્ય+આલય)=તંદુરસ્તી મેળવવાનું ઠેકાણું. ગેરવ્યવસ્થા=નઠારી ગોઠવણ. વિરામ (विरम्+अ)=થોભવું તે-વિસામો; નિવૃત્તિ; મરણ, અંત, અવસાન. અતિશ્રમ=ઘણી મહેનત. (ક. ધા. સ.). સજ્જન (સત્+જન)=ભલો માણસ, સાધુ. વૈભવ (વિભવ=દોલત+અ=તે પરથી બનેલું)=દોલતથી ઉત્પન્ન થએલ-મોજશોખ.

**પાઠ ૫૦**—ઉપરાજ્ય=ઉપ-નાનું રાજ્ય, તાબાનું રાજ્ય (ક. ધા. સ.). સરદાર (સર=માથું+દાર=વાળો)=આગેવાન-લશ્કરનો ઉપરિ; અમીર, ઉમરાવ, જાગીરદાર. (ઉપપદ). સહાયતા=સહાયપણું-મદદ. નિમિત્ત (नि=માંહે+मा=માપવું+त ભૂ. કૃ. પ્ર.)=કારણ, ઉદ્દેશ, બહાનું. જ્ઞાતિ (ज्ञा+ति)=જાણવું તે-ઓળખ; જ્ઞાતિ ધંધા, વતન, વગેરેપર, ને જાતિ જન્મપર આધાર રાખે છે. બલિદાન (બલિ=ભોગ, હોમવાની વસ્તુ+દાન=આપવું તે)=યજ્ઞમાં દેવને ભોગ આપવો તે (६. ત. પુ. સ.). ભવાની (ભવ=શિવ+આની=ના. જા. પ્ર.)=શિવની સ્ત્રી. ધર્માંધ (ધર્મ+અંધ)=ધર્મના આચાર વિચારમાં છેકજ આગ્રહી. અપશુકન=ખરાબ શુકન.

**પાઠ ૫૧**—સંસારસાગર=સંસારરૂપી સમુદ્ર. (ક. ધા. સ.). કરુણાનિધાન=કરુણા-મહેરબાનીના ભંડાર. ભૂતેશ (ભૂત=પ્રાણી+ઈશ=

ધણી)=સઘળા પ્રાણીનો ધણી. ધ્રુવ (ध्रुव्+अ)=સ્થિર રહેનાર-અચલ; ચોકસ; ધ્રુવનો તારો.

**પાઠ પર**—આકાશયાન=આકાશના વાહન. નૌકાનાશક=નૌકા-વહાણનો નાશ કરનાર. તરી (तॄ=તરવું)=હોડી; જળમાર્ગ. અસ્ત્ર (अस्+त्र)=ફેંકીને મારવાનું સાધન-બાણ, તીર, વગેરે. શાસ્ત્રીય (શાસ્ત્ર+ઇય)=શાસ્ત્રનું, શાસ્ત્રસિદ્ધ. અજ્ઞાત (अ+ज्ञा+त)=ન જાણેલું-અગોચર; જેણે જ્ઞાન પ્રાપ્ત નથી કર્યું તે-અજાણ. શસ્ત્ર=મારવાના સાધન-હથિયાર.

**પાઠ પ૩**—કરુણાળુ (કરુણા+આળુ)=કરુણાથી ભરેલું-દયાળુ પ્રભુતા=પ્રભુપણું-મોટાઈ. ધારણા (धृ+अना)=ધારણ કરવું તે-મનની સ્થિરતા-વિચાર, સ્થિતિ. ઉપકારી (उपकृ+इनનો ई)=ભલું કરનાર આપદા (आपद्+आ)=પીડા પામવી તે-પીડા, વિપત્તિ. જનરંજન= માણસને ખુશી કરનાર. (ઉપપદ). સુખકારી=સુખ કરનાર. તનવંત= શરીરવાળો, માણસ. દુર્યોધન (દુર્=મુશ્કેલીથી+યોધન=લડવું તે)=જેની સાથે મુશ્કેલીથી લડાય તેવો-ન જિતાય તેવો; ધૃતરાષ્ટ્રનો પુત્ર. મદોન્મત્ત (મદ+ઉન્મત્ત=ઘણું ગાંડું થએલ)=મદવડે ઉન્મત્ત થએલ. (૩. ત. પુ. સ.). નમ્ર (नम्+र)=નમનાર-વિવેકી. વિગત (विगम्+त)=જુદું પડેલુ-ગુમાવેલું, ગત, મૃત; અહેવાલ, હકીકત, તપસીલ.

**પાઠ પ૪**—સ્વચ્છતા=ચોકખાપણું. સ્પર્ધા (स्पर्ध्+आ)=હરિફાઇ કરવી તે-સરસાઇ; અદેખાઇ. લાભકારક=નફો કરનાર. (ઉપપદ). પોષણ (पुष्+अन)=પોષવું તે-રક્ષણ, પાલન.

**પાઠ પપ**—હર્તા (हृ+तृ)=હરનારો. ભ્રાન્ત (भ्रम्+त)=ભ્રમણમા પડેલું-બાવરૂં. પરિભવ (परिभू+अ)=હારવું તે-હાર; અનાદર; તિરસ્કાર. કિન્નરી (કિન્નર=સ્વર્ગનો ગવૈયો+ઈ=ના. જા. પ્ર.)=કિન્નરની સ્ત્રી; સ્વર્ગની ગાનારી. બલિનિયમન=બલિરાજાને નિયમમાં રાખનાર-

વશ રાખનાર. ભૃગુકુળદીપક=ભૃગુ ઋષિના કુળને શોભાવનાર-પરશુ-રામ. વીસભુજ=વીસ છે હાથ જેને-રાવણ. (બ. વ્રી. સ). ગિરિવર=પર્વતોમાં શ્રેષ્ઠ. (૭. ત. પુ. સ). મોરાર (**સં**-મુરારિ-મુર+અરિ=શત્રુ)=મુર નામના રાક્ષસના શત્રુ-શ્રીકૃષ્ણ. ધારક (**धृ+अक**)=ધારણ કરનાર. જનન (**जन्+अन**)=જન્મવું તે-જન્મ, ઉત્પત્તિ, ઉદ્ભવ. સુખકાર=સુખ કરનાર. (ઉપપદ)

**પાઠ ૫૬**—રામાયણ (રામ+અયન=જવું તે)=રામનું વનવાસ જવું તે; એ નામનો એક ગ્રંથ. ઓલાદ (**अ.** અવુલાદ)=વંશ. વિશ્વાસુ (**विश्वस+उ**)=વિશ્વાસ રાખવા જોગ.

**પાઠ ૫૭**—સ્મૃતિ (**स्मृ+ति**)=સ્મરણ કરવું તે-સ્મરણ, યાદ-દાસ્ત; સ્મૃતિ (ધર્મશાસ્ત્ર) એ ગ્રંથો સાભળેલું યાદ રાખવા સારૂ પાછળથી લખાયા છે. ઇતિહાસકાર=ઇતિહાસને કરનાર. (ઉપપદ). સુથાર (**સં.** સૂત્રધાર=સૂત્ર-દોરીને ધારણ કરનાર-દોરીને પકડનાર; નાટકમંડળીનો ઉપરિ). (ઉપપદ). લુહાર (**સં.** લોહકાર=લોહ-લોઢાનો ઘાટ ઘડનાર). (ઉપપદ). ધર્મક્રિયા=ધર્મનું કામ. (૬. ત. પુ સ). પદ (**पद्+अ**)=જનાર-પગ; વાક્યમાંના શબ્દ; ગાવાની કવિતાનો એક ભેદ-ભજન; પદવી. અધ્યાપન (**अध्याप**=ભણાવવું+**अन**)=ભણાવવું તે-શિક્ષણ. યજન (**यज्+अन**)=યજ્ઞ કરવો તે, યજ્ઞ, યાગ. વિશ્ (**विश्**=વ્યાપવું+ક્વિપ્ ક. વા. પ્ર)=બહુ ફેલાયલા લોક; એ નામની ત્રીજી વર્ણ. વૈશ્ય (વિશ્+ય)=વૈશ્ય જાત, મનુષ્યની ત્રીજી જાત. ભરણ (**भृ+अन**)=ભરવું તે-પોષણ કરવું તે. એકવીસ=એક અને વીસ. (દ્વંદ્વ). દ્રોણાચાર્ય (દ્રોણ+આચાર્ય=ગુરુ)=દ્રોણ આચાર્ય; પાંડવ-કૌરવના ગુરુ. બુદ્ધ (**बुध्+त**) જાણેલું; જાગેલું; પંડિત; બુદ્ધ મત ચલાવનાર; વિષ્ણુનો એક અવતાર. શુદ્ધિ (**शुध्+ति**)=શુદ્ધ કરવું તે-પવિત્રતા, સ્વચ્છતા; ભાન. મિથ્યાભિમાન (મિથ્યા=ખોટું+અભિમાન)

ખોટું અભિમાન. યુધિષ્ઠિર (યુધિ=યુદ્ધમાં+સ્થિર)=યુદ્ધમાં સ્થિર. (૭. ત. પુ. સ.).

**પાઠ ૫૮**—બખ્શિશ (फा)=ઇનામ. શાસ્ત્રકાર=શાસ્ત્રકર્તા; મુનિ. (ઉપપદ). વ્યક્તિ (वि+अंज्+ति)=ખુલ્લું કરવું તે–સ્પષ્ટતા; કોઇપણ વર્ગના છૂટા છૂટા પદાર્થને વ્યક્તિ કહે છે; એથી ઉલટો શબ્દ 'જાતિ'=આખો વર્ગ. બ્રહ્મચર્યાશ્રમ (બ્રહ્મ=વેદવિદ્યા+ચર્ય=જવું તે+આશ્રમ=જીંદગીનો એક વિભાગ)=વિદ્યાર્થી અવસ્થા; જનોઇ ધારણ કર્યા પછી ગૃહસ્થાશ્રમી થતા સુધી બ્રાહ્મણે પાળવાના નિયમ. ગૃહસ્થાશ્રમ (ગૃહસ્થ=ઘરમાંડીને રહેનાર+આશ્રમ)=ગૃહસ્થનો આશ્રમ. વાનપ્રસ્થાશ્રમ (વાનપ્રસ્થ+આશ્રમ)=વનમાં જઇ એટલે કામધંધો છોડી પરમાર્થના કામમાં વખત ગાળવો તે. સંન્યાસાશ્રમ (સંન્યાસ+આશ્રમ)=સંસાર ત્યાગ કરી પરલોકના ચિન્તનમાંજ રહેવું. ભિક્ષા (भिक्ष्+आ)=ભીખવું તે–ભીખ. અસત્ય=સત્ય–સાચું નહિ તે–જુઠું. (નञ्). સમાપ્તિ (समाप्+ति)=પૂરૂં કરવું તે–પૂર્ણતા, અંત, છેડો. બ્રહ્મચારી (બ્રહ્મ=વેદવિદ્યા+ચારી=ચાલવાવાળો)=વેદવિદ્યા તરફ ચાલવાવાળો–વેદ ભણનાર, કુમારાવસ્થા પાળનાર. (ઉપપદ). સદાચાર (સત્+આચાર)= સારો આચાર. સર્વદા=સર્વ વખત. વનવાસ=વનમાં રહેઠાણ (૭. ત. પુ. સ.). નિગ્રહ (निग्रह+अ)=અટકાવવું તે–અટકાવ, રોકાણ, પ્રતિબંધ, સંયમ. સહિત (સં. સહ)=સાથે, સુદ્ધાં. જીવિત (जीव्+इत)= જીવેલું–જીવન, જીંદગી મૃત્યુ (मृ+त्यु)=મરવું તે–મરણ, મોત, કાલધર્મ, પંચત્વ

**પાઠ ૫૯**—બૌદ્ધ (બુદ્ધ+અ)=બુદ્ધ–શાક્યમુનિના મત પ્રમાણે ચાલનાર. પ્રવર્તક (प्रवृत्+अक)=ફેલાવનાર. વેદોક્ત (વેદ+ઉક્ત)= વેદમાં કહેલું. સત્કર્મ (સત્+કર્મ)=સારા કામ–પરોપકારનાં કૃત્યો. સંન્યાસ (सम्+नि+अस्=संन्यस्+अ)=સંસાર ત્યાગ કરવો તે–ત્યાગ;

ચતુર્થાશ્રમ. સંન્યાસી (સંન્યાસ+ઇન્‌નોઈ)=ચતુર્થાશ્રમી; ત્યાગી, વેરાગી. સંપાદન (**संपद्+अन**)=મેળવવું તે સમાધાન (**सम्+आ+धा=समाधा+अन**)=તકરાર ભાંગવી તે-સમજુતી, છૂટકારો, નિવેડો નિર્વાણ (**निर्वा+न**)=મુવેલું-મુક્ત; મનુષ્યની છેલ્લી સ્થિતિ-મોક્ષ, નિવૃત્તિ, વિરામ; નક્કી. તત્ત્વ (તદ્=તે+ત્વ=પણું)=તેપણું-મુખ્ય (સત્ય) વસ્તુ. પ્રસાર (**प्रसृ+अ**)=ફેલાવવું તે-ફેલાવો, વિસ્તાર. ભિક્ષુ (**भिक्ष्+उ**)= માગનાર-ભિખારી; બૌદ્ધસાધુ. પરિષદ્ (**परि**=ચોતરફ+**सद्**=બેસવું+ક્વિપ્ પ્રત્યય)=સભા, મંડળી, સમિતિ. ભાષ્ય (**भाष्+य**)=બોલવું તે-પુસ્તકપર ટીકા. પંચશીલ=પાચ સદ્‌ગુણઃ-અહિંસા, અસ્તેય (ચોરી ન કરવી), એક પત્નીવ્રત, સત્ય, અને માદક પદાર્થનો ત્યાગ. (દ્વિગુ). પરસ્ત્રી=પારકી સ્ત્રી, પરદારા. માદક (**मद्+अक**)=મદ કરનાર-કેફી.

**પાઠ ૬૦**—આદિનાથ=આદિ-પહેલા ધણી, જૈનધર્મના પ્રથમ તીર્થંકર, આદીશ્વર, ઋષભદેવ. (ક. ધા. સ.). તીર્થંકર=તીર્થ-તરવાનું સાધન, તેને જે સ્થાપિત કરે તે તીર્થંકર કહેવાય; સંસાર સમુદ્ર તરવાનું સાધન ધર્મ છે, તેની આ જગત્‌મા મજબૂત સ્થાપના કરે છે તેને જૈનો તીર્થંકર, અરિહંત (કર્મ અરિને હણનાર), વીતરાગ (રાગરહિત), જિન (જિતનાર), જિનેશ્વર, વગેરે નામથી સ્મરણ કરે છે. (ઉપપદ). આદીશ્વર (આદિ+ઈશ્વર)=જૈન ધર્મના પ્રથમ તીર્થંકર, આદિનાથ, ઋષભદેવ. વિનીત (**विनी+त**)=નમ્ર થએલા-નમ્ર, શાન્ત, વશ્ય. ચતુરંગી (ચતુર્=ચાર+અંગ=ભાગ+ઈ=વાળી)=ચાર છે અંગ જેનાં એવી (સેના); હાથી, ઘોડા, રથ, ને પાયદળ એ સેનાના ચાર અંગ ગણાય છે. મંત્રી (**मंत्र्+इन्** નો **ई**)=સલાહ આપનાર-પ્રધાન, અમાત્ય. કુંભાર (**सं.** કુંભકાર=કુંભ-ઘડાને કરનાર). (ઉપપદ). વિલાસ (**विलस्+अ**)=રમવું તે-ખેલ, ક્રીડા. રાગ (**रंज्+अ**)=પ્રીતિ, અભિરુચિ; રાજી કરનાર-શૃંગારાદિ રસ. દ્વેષ (**द्विष्+अ**)=ધિક્કારવું તે-

તિરસ્કાર, શત્રુતા વિષયવાસના (વિષય=ધંધો, રોજગાર; બાબત; કામ; માલ; હેતુ+વાસના=ઇચ્છા, ધ્યાન)=વિષયની ઇચ્છા. (૬. ત. પુ. સ.). વૈરાગ (વિરાગ+અ)=વિરાગપણું-સંસારત્યાગ, સંન્યાસ. પાલન (**पाल्+ अन**)=પાળવું તે-રક્ષણ. સંયમ (**संयम्+अ**)=રોકવું તે રોક; બંધન; ઇંદ્રિયો વગેરેનો નિગ્રહ. યતિ (**यम+ति**)=રોકવું તે-પદ્યમા વિરામ; પોતાની ઇંદ્રિયોને અટકાવનાર-યોગી; જૈનસાધુ-જતિ. દુ:ખદાયક= દુ:ખને આપનાર; એથી ઉલટો શબ્દ સુખદાયક=સુખને આપનાર. (ઉપપદ). સ્થાવર (**स्था+वर**)=ઉભા રહેનાર-અચલ, સ્થિર, પર્વત; લઈ ન જવાય તેવી ચીજ-જંગમથી ઉલટું. જંગમ (**गम+गम+अ**)= ચાલચાલ કરનાર-જે પદાર્થ એક ઠેકાણેથી બીજે ઠેકાણે જઇ શકે અથવા લઈ જઈ શકાય તે, સ્થાવરથી ઉલટું. પ્રમાદ (**प्रमद्+अ**)= ભૂલખાવી તે-ભુલ; બેદરકારી; મગરૂરી; છાકટાપણુ. સંઘ (**सम्+ हन**+**अ**)=સમૂહ, ટોળું, મંડળ.

**પાઠ ૬૧**—શિલાલેખ=શિલાપર કોતરેલ લેખ. (મ. પ. લો.). પ્રદ્યોત (**प्रद्युत्**+अ)=પ્રકાશ કરનાર-કિરણ, પ્રકાશ; મગધની ગાદીએ થએલો એક વંશ. વણકર=વણવાનું કરનાર. (ઉપપદ). રાજધાની (રાજ=રાજા+ધાની=બેઠક)=રાજા રહે તે શહેર. ઉદારતા=દાતાપણું. માલવિકાગ્નિમિત્ર (માલવિકા+અગ્નિમિત્ર)=એ નામનું એક નાટક. (૬૬). દુરાચારી (દુર્+આચારી)=નઠારા આચારવાળો-દુર્ગુણી. (બ. વ્રી. સ.).

**પાઠ ૬૨**—શિષ્ય (**शास्+य**)=શીખનારો, ચેલો, છાત્ર. હયદળ=ઘોડાપર બેસીને લડનાર લશ્કર. (મ. પ. લો.). ગાજવીજ=ગડગડાટ અને વીજળીના ચમકારા. (૬૬). કતલ (**अ**. કત્લ)=હથિયારથી ઘાતકીપણે મારી નાંખવું તે, ખૂનરેજી. રણક્ષેત્ર=રણ-લડાઇનું ક્ષેત્ર-સ્થાન; રણભૂમિ. (૬. ત. પુ. સ.). કમનસીબ=ઓછા નસીબવાળું-

ભાગ્યહીન. મૂર્છા (**मूर्छ्+आ**)=બેભાન થવું તે-મોહ, બેશુદ્ધિ, બેભાન. નાખુશ=ખુશી નહિ તે-દિલગીર.

**પાઠ ૬૩**—પ્રબંધ (**प्र+बंध+अ**)=વિશેષ બાંધવું તે-બાંધણું; યુક્તિ; નિબંધ, કથા, કાવ્ય. વાચક (**वाच्+अक**)=વાંચનાર; વક્તા. યશોગીત (યશસ્+ગીત)=યશનાં ગીત. રતિ (**रम+ति**)=રમવું તે-પ્રીતિ; કામદેવની સ્ત્રી. સ્વર્ગંગા=સ્વર્-આકાશની ગંગા, સુરનદી, આકાશમા જે લાંબો ને ઊજળો પટો દેખાય છે તે. (૬. ત. પુ. સ.). ઋતુસંહાર (ઋતુ=વર્ષની છમોસમઃ-વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમંત, અને શિશિર+સંહાર=સંગ્રહ)=ઋતુઓનો સંગ્રહ-વર્ષની છ ઋતુના વર્ણનનું પુસ્તક. (૬. ત. પુ. સ.). આબેહૂબ (**अ** હુબહુ)=અસલ હોય તેવુંજ. અંતપુર (અંત=માહે+પુર=શહેર)=સ્ત્રીઓને બેસવાનો ઘરની અંદરનો ઓરડો; જનાનખાનું, રણવાસ. સંકલના (**संकल्+अना**)= ભેગું કરવું તે-યોજના. વિક્રમોર્વશી (વિક્રમ+ઉર્વશી)=વિક્રમથી પ્રાપ્ત થઇ છે ઉર્વશી જેમા એવું નાટક. અભિજ્ઞાન શકુન્તલા= અભિજ્ઞાન-ઓળખાણથી, વીંટીથી પ્રાપ્ત થએલી છે શકુન્તલા જેમાં એવું નાટક. (મ. પ. લો.). સર્વદમન=સર્વને દમનાર-તાબે કરનાર, ભરત, શકુન્તલાનો પુત્ર. (ઉપપદ).

**પાઠ ૬૪**—વૈદ્ય (વેદ+ય)=વેદ-આયુર્વેદને લગતું; પંડિત; વૈદ; તબીબ; હકીમ; ડૉકટર. અક્ષય (**अ+क्षि+अ**)=નાશ ન થાય તેવું-હંમેશ રહેનાર. જગન્નાથ (જગત્+નાથ)=જગતનો ધણી-ઇશ્વર. મગરૂર (**अ** મગ્રૂર)=ગર્વિષ્ઠ, અભિમાની.

**પાઠ ૬૫**—વૈદિક (વેદ+ઇક)=વેદનો અભ્યાસ કરનાર કે જાણનાર-વેદિયો. આહુતિ (**आ+हु+ति**)=હોમવું તે-અગ્નિમા હોમવાની વસ્તુ. હત્યા (**हन्+त्य+आ**)=મારવું તે. ઘાત, પ્રાણહાણ. રુદ્ર (**रुद्+र**)=રડાવનાર-શિવ, શિવનું કામ સંહાર કરવાનું છે માટે. મહેશ

(મહા+ઈશ)=શિવ. સંહાર (**सं+हृ+अ**)=નાશ કરવો તે-નાશ, પ્રલય. સ્તોત્ર (**स्तु+त्र**)=સ્તુતિસાધન વાક્ય, સ્તુતિપાઠ. શંકરાચાર્ય (શંકર+આચાર્ય)-શંકરાચાર્યે બ્રાહ્મણધર્મની પુનઃ સ્થાપના કરી છે. અશ્વમેધ (અશ્વ=ઘેડો+મેધ=યજ્ઞ)=અશ્વનો યજ્ઞ, ચક્રવર્તી રાજાથીજ થતો યજ્ઞ. શ્લોક (**श्लोक्+अ**)=વખાણવું તે-કીર્તિ; ૩૨ અક્ષરનો છંદ મધ્યસ્થ=વચમાં રહેનાર-બે પક્ષનું સમાધાન કરનારા જે ત્રાહિત વચમા પડેલા હોય તે. (ઉપપદ). વિવાદ (**विवद्+अ**)=કજીઓ કરવો તે-તકરાર. ઉપનિષદ્ (**सद्** બેસવું)=વેદનો છેવટનો એક ભાગ-વેદાંત; એક ઈશ્વિર જ્ઞાન. સમાધિ (**सम्+आ+धि=समाधि**+ક્વિપ્ પ્રત્યય)=ઊંડું ધ્યાન ધરવું તે-ચિત્ત અને પ્રાણની પરબ્રહ્મ સાથે એકતા-યોગનુ આઠમુ અંગ, કબર, સમાધ.

**પાઠ ૬૬**—વિષુવવૃત્ત (વિષુવ=જ્યાં સૂર્ય હોવાથી રાત્રિદિવસ સરખા થાય છે તે બિંદુ+વૃત્ત=ગોળ)=વિષુવમા જનાર વૃત્ત-પૃથ્વીના મધ્ય ભાગે વિષુવબિંદુમા થઈને જનાર વૃત્ત. (મ. પ. લો.). વૃત્ત (**वृत्+त**)=વળેલુ-ગોળ લીટી-વર્તુળ. વાર્ષિક (વર્ષ+ઇક)=વર્ષને લગતું. ક્ષિતિ (**क्षि+ति**)=ક્ષય થવો તે-પૃથ્વી, ભૂ, ભૂમિ, ધરા, ધરણિ, અવનિ, મેદિની, મહી, વસુંધરા, વસુધા. ગોળાર્ધ (ગોળ+અર્ધ)=ગોળાનું અર્ધ-અર્ધોગોળો. ક્રાન્તિવૃત્ત=સૂર્યને ફરવાનો માર્ગ. સંપાત (**सम्+पत्+अ**)=સાથે પડવું તે-ક્રાન્તિવૃત્ત ને વિષુવવૃત્ત જે બે બિંદુમા છેદાય છે તે. સમશિતોષ્ણ (સમ+શિત+ઉષ્ણ)=ટાઢ તાપનું પ્રમાણ સરખું. હવામાન=હવાની ઠંડી ગરમીનું માન-માપ.

**પાઠ ૬૭**—સમોષ્ણતા (સમ+ઉષ્ણતા)=સરખી ગરમી. ઉષ્ણતામાન=ગરમીનું માપ. ઉષ્ણતામાપક=ગરમીને માપક-માપનાર. સમધાત (સમ+ધાતુ=વસ્તુ)=બરાબર છે વસ્તુ જેમા-સાધારણ. (બ. વ્રી. સ.). સમોષ્ણતાવૃત્ત=સરખી ગરમી બતાવનાર વૃત્ત.

પાઠ ૬૮—શિરોબિંદુ=શિરસ્-માથાનું બિંદુ, માથાનો મધ્યભાગ. ગૂઢ (**गुह्+त**)=છૂપાયલું, ગુહ્ય, ગુપ્ત. સભર (**सु** નો **स+भृ+अ**)=ઘણું ભરેલું-ભરપૂર. સંમુખ (**सम्**=સાથે+મુખ)=સામું. સન્મુખ (સત્+મુખ)=સારૂં છે મુખ જેનું એવો. ઘન (**हन्**=હણવું)=નક્કર, કઠણ, ઘટ્ટ. શુકલપક્ષ=અજવાળીઉં-સુદિ. (ક. ધા. સ.). કૃષ્ણપક્ષ=અંધારીઉં-વદ. (ક. ધા. સ.). દુર્ગંધ (દુઃ+ગંધ)=નઠારી વાસ, બદબો.

પાઠ ૬૯—સાંપ્રતકાળ=હાલનો કાળ. (ક. ધા. સ.). તમોરૂપ=તમસ્-અંધકારનું રૂપ. માણસની પ્રકૃતિ ત્રણ પ્રકારની છેઃ-સત્ત્વ, રજસ્, તમસ્. ગ્રાસ (**ग्रस्+अ**)=ખાવું તે-ખોરાક; કોળિયો. ખગ્રાસ (ખ=આકાશ+ગ્રાસ=પકડવું તે, ઘેરવું તે)=સૂર્ય કે ચંદ્રનું દેખાતું બિંબ પૂરેપૂરૂં ઘેરાય ત્યારે ખગ્રાસ ગ્રહણ થયું કહેવાય છે. ખંડિત (**खंड्+इत**)=ખંડન કરેલું-ભાગેલું; નાશ કરેલું. કંકણાકાર (કંકણ+આકાર)=કંકણનો આકાર કે કંકણ જેવો છે આકાર જેનો તે.

પાઠ ૭૦—દ્રવ (**द्रु+अ**)=ઝરવું તે-પ્રવાહી. ભૂકંપ=ભૂ-પૃથ્વીનું કંપવું તે. (૬. ત. પુ. સ.). પર્વતાદિ (પર્વત+આદિ)=પર્વત છે પહેલા જેની-પર્વત વગેરે. કડકડાટ (કડકડ+આટ)=જોશભેર. નાશકારક=નાશ કરનાર. (ઉપપદ). પ્રચંડ (પ્ર+ચંડ)=ઘણું ગરમ; ઘણું ક્રોધી; ભયંકર; અતિશય.

પાઠ ૭૧—આકાંક્ષા (**आ+कांक्ष्+आ**)=ઇચ્છવું તે-ઇચ્છા, અભિલાષા. લય (**ली+अ**)=પીગળવું તે-નાશ.

પાઠ ૭૨—સુરક્ષિત (**सु+रक्ष्+इत**)=સારી રીતે રક્ષણ કરાયલું-બાધકામો કરીને બચાવ કરેલો છે જેનો એવું. સમુદાય (**सम्+उद्+अय्=समुदय्+अ**)=ઉંચે ચઢવું તે-જથો, ટોળું, સમૂહ, ગણ. મનુષ્યાહારી (મનુષ્ય+આહારી)=માણસનો આહાર કરનારી. આવજા=આવ અને જા. (દ્વંદ્વ). સમૂહ (**सम्+ऊह्=समूह्+अ**)=એકઠું કરવું

તે-જથ્થો, સમુદાય; ટોળું. વિસ્તીર્ણ (**विस्तृ+त**)=વિસ્તાર પામેલું-ફેલાયલું; પ્રસરેલું.

**પાઠ ૭૪**—અખંડ (**अ+खंड्+अ**)=ભાગેલું-તૂટક નહિ તે-આખું; પૂર્ણ, સકલ, અખિલ, સમગ્ર. અષ્ટમાંશ (અષ્ટમ-આઠમો અંશ-ભાગ). અશક્ય (અશક્ય (**अ+शक्+य**)=ન થઈ શકે એવું-અસાધ્ય. (બ. વ્રી. સ.).

**પાઠ ૭૫**—રોગિષ્ઠ (રોગિન્+ઇષ્ઠ)=રોગી પ્રકૃતિવાળું. હકૂમત (**अ.** હુકુમત)=અમલ, સત્તા.

**પાઠ ૭૬**—અર્થ (**अर्थ्+अ**)=માગવું તે-યાચના; માએનો, ભાવ; પૈસો; પદાર્થ; કારણ, ઉદ્દેશ, નિષેધ. અણુમમૂહ=રજકણનો જથ્થો. (ષ. ત. પુ. સ.). પ્રતિરોધ (**प्रतिरुध्+अ**)=અટકાવવું તે-અટકાવ; આડ. વ્યાખ્યા (**वि+आ+ख्या=व्याख्या+आ**)=સમજાવવું તે-સમજુતી, ટીકા. ગમન (**गम्+अन**)=જવું તે. સંચય (**संचि+अ**)=સંગ્રહ કરવો તે-સંગ્રહ, સમૂહ, ઢગલો. પવનચક્કી=પવન વડે ચાલનાર ઘંટી. (મ. પ. લો.).

**પાઠ ૭૭**—મૂળભૂત=પાયારૂપ. ઉચ્ચાલન (**उद्+चल्+अन**)=ઉપર જવું તે. મિશ્ર (**मिश्र्+अ**)=મેળવવું તે-મેળવણી; ભેળમેળ કરેલું.

**પાઠ ૭૮**—પ્રવાહી (**प्रवह्+इन्नोई**=નાર)=વહેનાર-જેનો રેલો ચાલે એવા પદાર્થ. ધાર (**धृ+अ**)=ધારણ કરનાર-હથિયારની ધાર; વરસાદનું ઝાપટું; ઊંચેથી પડતું પાણી જે ઝીણા આકારમાં દેખાય છે તે. શોષ (**शुष्+अ**)=સુકાવું તે-તૃષા

**પાઠ ૭૯**—કારણ (**कृ+अन**)=કરવું તે-હેતુ. વલન (**वल्+अन**)=વળવું તે. તારક (**तॄ+अक**)=તરનાર; તારનાર (પાણીમાં). સમતોલ=સરખું વજન; બરાબર.

**પાઠ ૮૦**—કેશાકર્ષણ (કેશ+આકર્ષણ)=કેશને લીધે-કેશાકાર

નળીને લીધે-આકર્ષણ. (૪. ત. પુ. સ.). આશ્ચર્ય (આસ્ (ઉદ્ગાર)= ઓહો+ચર્ય=ફરવું તે)=આશ્ચર્યયુક્ત, વિસ્મય, અદ્ભુત, અજબ. વક્ર-રેખાકૃતિ (વક્ર+રેખા+આકૃતિ)=વાંકી લીટીની આકૃતિ. ભાવાર્થ (ભાવ=આત્મા+અર્થ=હેતુ)=અંદરનો અર્થ-છૂપો ભેદ; તાત્પર્ય, હેતુ. બાહ્યગોળ=બહારથી છે ગોળાકાર જેનો એવો.

પાઠ ૮૧—પ્રસરણ (प्रसृ+अन)=ફેલાવું તે.

પાઠ ૮૨—ત્વચા (त्वच्+आ)=ઢાંકવું તે-ચામડી; છાલ. પ્રહાર (प्रहृ+अ)=મારવું તે-માર; ઘા. આનંદકારી=આનંદ કરનાર. પ્રકર્ષ (प्र=વિશેષ+कृष्=ખેડવું+અ)=મોટાપણું-અતિશય. સ્વરભેદદર્શક=સ્વરનો ભેદ દેખાડનાર.

પાઠ ૮૩—અવસ્થાંતર (અવસ્થા+અંતર)=બીજી હાલતમાં. વર્તુળાકાર=વર્તુળ-ગોળનો આકાર કે વર્તુળ જેવો છે આકાર જેનો તે. તીવ્રતા=તીક્ષ્ણતા; ઉતાવળાપણું; ગરમપણું. મિશ્રણ (मिश्र्+अन)= મેળવવું તે. મેઘધનુષ્ય=મેઘનું ધનુષ્ય; ઇંદ્રધનુષ્ય; વર્ષાઋતુમાં જે રંગિત કમાન દેખાય છે તે. (૬ ત. પુ. સ.). પ્રતિમા (प्रतिमा+आ)= સરખાવવું તે-સમાનતા; મૂર્તિ, છબી, પ્રતિબિંબ. પ્રતિરૂપ (प्रति+रूप्+अ)=સામું દેખાવું તે-નકલ.

પાઠ ૮૪—ચંચળતા=ચંચળપણું, ચાલાકી, હોશિયારી, ચતુરાઈ.

પાઠ ૮૫—ઉત્ક્રમણ (उद्+क्रम्+अन)=પોતાની ઠરાવેલી હદથી બહાર જવું તે. અવાહક (अ+वह्+अक)=વહી ન શકે તેવા.

પાઠ ૮૬—રસાયનવિકાર=રસાયનનો વિકાર-મૂળ પદાર્થ બદલાઇ જઇ તદ્દન નવા પદાર્થનું બનવું તે. (૬. ત. પુ. સ.). પ્રકૃતિવિકાર= પ્રકૃતિનો ફેરફાર-પદાર્થના મૂળરૂપમાં કોઇ કારણસર થોડા વખત સુધી જે ફેરફાર દેખાય છે તે. (૬. ત. પુ. સ.). રસાયનાકર્ષણ (રસાયન+ આકર્ષણ)=રસાયનને લીધે ખેંચાણ-જેવડે જુદી જુદી જાતના પદાર્થ,

મળવાથી એક જુદી જાતનો નવો પદાર્થ બને છે તે; રસાયન પ્રીતિ. (૪. ત. પુ. સ.).

પાઠ ૮૭—અવિભાજ્ય (अ+वि+भंज्+य)=જેના વિભાગ ન થઇ શકે તેવું. જનક (जन्+अक)=પેદા કરનાર, બાપ.

પાઠ ૮૮—દ્રાવ્યતા=ઓગળવાપણું. દ્રાવ્ય (द्रु+य)=ઓગળવા ગ્રોગ્ય પદાર્થ. અપવાદ (अप+वद्+अ)=ઉલટું બોલવું તે-જુઠું આળ. અપકીર્તિ; દોષ. અદ્રાવ્ય (अ+द्रु+य)=ઓગળી ન શકે તેવા પદાર્થ.

પાઠ ૮૯—ભિનાશ=ભીનાપણું; ભેજ. ચોમાસું (सं. ચાતુર્માસ)= જે ચાર માસમા વરસાદ આવે છે તે. (દ્વિગુ). અસ્વચ્છ=સ્વચ્છ નહિ તે. (નઞ્). બાષ્પભવન=બાષ્પ-વરાળનું થવું તે. નીમે (फा. નીમા)=અર્ધો. ભેજમાપક=ભેજને માપનાર.

પાઠ ૯૧—અતિજ્વાળાગ્રાહી (અતિ+જ્વાળા+ગ્રાહી)=એકદમ જ્વાળા પકડનાર-જલદી સળગી જાય તેવું. બેફિકર=ફિકર વગરનુ. જીવદાન=જીવનુંદાન-મરણમાથી ઉગારવું તે. (૬. ત. પુ. સ.).

પાઠ ૯૨—ઘટકાવયવ (ઘટક=મૂળરૂપ+અવયવ=વિભાગ)=મૂળ-વિભાગ-મુખ્ય ભાગ. રક્તવાહિની (રક્ત=લોહી+વહ્+ઇની)=લોહી વહેનારી નસો.

પાઠ ૯૪—લોહિતાંગ (લોહિત=રાતું+અંગ)=રાતું છે શરીર જેનું તે-મંગળગ્રહ. સંક્રમણ (संक्रम=એક ઠેકાણે રહેલાનું બીજે ઠેકાણે જવું+अन)=સૂર્ય અને પૃથ્વીની વચ્ચે એક લીટીમાં ગ્રહોનું આવવું તે. ઋતુભેદ=ઋતુનો તફાવત. (૬. ત. પુ. સ.). નાયક (नी-नै+अक)= દોરી જનાર-આગેવાન. ચિહ્ન (चिह्न्+अ)=નિશાની કરવી તે-ડાઘ.

પાઠ ૯૫—ભવ્યતા (भू+य+ता)=હોવાયોગ્યપણું-મોટાપણું-પ્રૌઢપણું, સુંદરપણું. ધૂમકેતુ (ધૂમ=ધુમાડો+કેતુ=ચિહ્ન)=ધુમાડો છે ચિહ્ન જેનું એવા-પૂછડીઆ તારા. (બ. વ્રી. સ.). વિષમતા (વિ+

સમ+તા)=વિષમપણું-નિયમ પ્રમાણે નહિ હોવું તે-ખામી.

**પાઠ ૯૬**—વિસ્મયકારક=અજાયબી કરનાર. (ઉપપદ). જ્યોતિષી (**ज्युत्**=પ્રકાશવું)=જ્યોતિષ્ જાણનારો-ખગોળવેત્તા. નિર્ણય (**निर्**=નક્કી+**नी+अ**)=વિચારને નક્કી દોરી જવા તે-ઠરાવ, ફેંસલો; નિશ્ચય. ચકચકિત (**चक्+चक्+इत**)=આશ્ચર્ય પામેલું-પ્રકાશમાન. બાધ **बाध्+अ**)=દુ:ખ થવું તે=પીડા, ભય; અટકાવવું તે-અટકાવ, વાંધો. ઘનીકરણ (ઘન=ઘટ્ટ+ઈ (**कृ** અને **भू** ધાતુના કેટલાક રૂપો પહેલાં **ई** આગમ આવે છે)+કરણ)=ઘટ્ટ થવું તે-વાયુરૂપમાંથી નક્કર રૂપ થવું તે.

**પાઠ ૯૭**—મધ્યાકર્ષક (મધ્ય+આકર્ષક)=વચમાંથી ખેંચનાર. સંકોચન (**संकुच्+अन**)=સંકોચાવું તે મધ્યોત્સારી (મધ્ય+ઉત્સારી=દૂર કરનાર)=મધ્યમાંથી દૂર કરનાર.

**પાઠ ૯૮**—શેષ (**शिष्+अ**)=બાકી રહેવું તે-બાકી, અવશેષ. ભૂસ્તરવેત્તા (ભૂ+સ્તર+વેત્તા)=પૃથ્વીના પડની વિદ્યાનો જાણનાર. (ફે. ત. પુ. સ.). ઉત્ખાત (**उद्+खन्+त**)=જડ મૂળમાંથી ઉખડેલું. અવશેષ (**अव+शिष्+अ**)=બાકી રહેવું તે-બાકી, શેષ; અંત, આખર. પહેલદાર=પાસાદાર. (ઉપપદ). અપુષ્પ=નથી પુષ્પ-ફૂલ-જેમાં એવી વનસ્પતિ). (બ. વ્રી. સ.). કદાવર (**अ**, કદ=શરીરની લંબાઇ+**फा.** આવર=વાળો)=જબરો.

---

## પાંચમી ચોપડી.

પાંચમી ચોપડીમાં સ્વરોની સંધિ થએલ શબ્દો આવે, ત્યાં તેના ભાગ પાડી, અર્થ ને સંધિને લગતો નિયમ બતાવવો જોઇએ; વળી સહેલા સામાસિક, પૂર્વગ ને ઉપસર્ગવાળા શબ્દોના ભાગ પાડી અર્થ સમજાવવો જોઇએ. અમે પાંચમી ચોપડીના પાઠવાર શબ્દોની પસંદગી ઉપલા નિયમ ધ્યાનમાં રાખી કરેલી છે. પાંચમી ચોપડીના

ઘણા શબ્દો પૂર્વે છઠ્ઠી તથા સાતમી ચોપડીમાં આવી ગયા છે તે અત્રે મૂકી દીધા છે.

**પાઠ ૧**—પહેલવાન=કુસ્તીવાળો; કસરતબાજ; મલ્લ. અણઘટતું (અણ=નહિ+ઘટતું)=ઘટતું નહિ તે-અયોગ્ય; નાલાયક. (૩)-બદબો (બદ=ખરાબ+બો=વાસ)=ખરાબવાસ; દુર્ગંધ; ઉલટો શબ્દ-ખુશબો. (ક. ધા. સ.). (૫)-મુસળધાર=મુસળ-સાબેલા જેવી છે ધાર જેની એવો (વરસાદ). (બ. વ્રી. સ.). (૬)-સ્વચ્છંદી (સ્વ=પોતાનું+છંદ=ઇચ્છા+ઈ=વાળો)=પોતાની ઇચ્છા પ્રમાણે ચાલનાર; સ્વાધીન; જંગલી. (૭)-મીનાકારી=મીનાની કારીગરીવાળું કામ. (ષ. ત પુ. સ.). નાટારંભ (નાટ=નૃત્ય, નાચ+આરંભ)=નૃત્યનો આરંભ. (ષ. ત. પુ. સ.) ગજશાળા (ગજ=હાથી+શાળા=ઠેકાણું)=હાથીખાનું. (ષ. ત પુ સ.). (૮)—મિષ્ટાન્ન (મિષ્ટ=મીઠું+અન્ન)=મીઠું અનાજ; મીઠું ભોજન. (ક. ધા. સ). પરવશ=બીજાને તાબે. (ષ. ત. પુ. સ.). (૯)—શ્વેતાંબર (શ્વેત=સફેદ+અંબર=વસ્ત્ર)=શ્વેત છે વસ્ત્ર જેના તે, જૈનનો એક વર્ગ. (બ. વ્રી. સ.). દિગંબરી (દિક્=દિશા+અંબર=વસ્ત્ર+ઈ=વાળો)=દિશા છે વસ્ત્ર જેનુ તે; નગ્ન. (બ. વ્રી સ.). (૧૦)—ન્યાયાસન (ન્યાય+આસન)=ન્યાય આપનારની ગાદી. (ષ. ત. પુ. સ.).

**પાઠ ૧૧**—ઋગ્વેદ સંહિતા=ઋગ્વેદની સંહિતા-મંત્રનો સંગ્રહ. (ષ. ત. પુ. સ.). સમુદ્રયાન (સમુદ્ર+યાન=મુસાફરી)=સમુદ્રની મુસાફરી. (ષ. ત. પુ. સ.). (૧૨)—કરુણરવ=દયા ઉપજાવે એવો સાદ. (ક. ધા. સ.). દશબાર=દશ કે બાર. (દ્વંદ્વ). અજબાળ (અજ=બકરી+બાળ=બચ્ચું)=બકરીનું બચ્ચું. (ષ. ત. પુ. સ.). (૧૫)—અખૂટ (અ+ખૂટ)=ન ખૂટે તેટલું. ખુદા (ફા.)=દુનિયાનો માલિક; પ્રભુ. જવાંમર્દ=જુવાન મરદ. (ક. ધા. સ.). નિર્ધન (નિર્=નહિ+ધન)=નથી ધન જેને, ધન વગરનું. (બ. વ્રી. સ.). (૧૬)—લાચાર=

ચાર-ઇલાજ વગરનો. (૧૭)—સુખદુઃખ=સુખ અને દુઃખ. (દ્વંદ્વ). થાણદાર=થાણાનો અમલદાર. વહીવટદાર=વહીવટ કરનાર, કારભારી, મામલતદાર. મનહરપુરી=મનને હરનારી પુરી. (ક. ધા. સ.). કુટુંબપ્રીતિ=કુટુંબરૂપ પ્રીતિ. (ક. ધા. સ.). ગોરજ=ગો-ગાયોથી ઊડતી ધૂળ. (મ. પ લો. સ.). મરણપરણ=મરવું અને પરણવું તે. (દ્વંદ્વ). (૧૯)--અસુર (અ=નહિ+સુર=દેવતા)=દેવતા નહિ તે-દૈત્ય. દુર્મતિ (દુર્=નઠારી+મતિ=બુદ્ધિ)=નઠારી બુદ્ધિ, ઉલટો શબ્દ-સુમતિ.(ક.ધા સ.).

પાઠ ૨૨—હિતેચ્છુ (હિત+ઇચ્છુ=ઇચ્છનાર)=ભલું ઇચ્છનાર. (૨૬)—ધર્મદારા (ધર્મ=ધર્મશાસ્ત્ર+દારા=સ્ત્રી)=ધર્મશાસ્ત્ર પ્રમાણે પરણેલી સ્ત્રી. (મ. પ. લો. સ.). માયેલો=માવડે ઘેલો. (૩. ત. પુ. સ.). (૨૭)--બોધદાયક=બોધને આપનાર. અધીર (અ+ધીર=ધીરો; બહાદુર, દૃઢ, શાન્ત)=ધીરજ વિનાનું; ઉતાવળું; વિશ્વાસ ન કરે તે; અદૃઢ (૨૮)—સર્વસ્વ (સર્વ=સઘળી+સ્વ=દોલત)=સઘળી દોલત. (ક. ધા. સ.). અર્ધીકાયા=કાયાનો અર્ધભાગ, સ્ત્રી. (૬. ત. પુ. સ.). અનાથ=નથી ધણી જેનો એવો; આશ્રય આપનાર નથી એવો, નિરાધાર, દીન, લાચાર. (બ. વ્રી. સ.). (૨૯)--ગરુડેશ્વર (ગરુડ=ગરુડ પક્ષી, વિષ્ણુનું વાહન+ઇશ્વર)=ગરુડરૂપ ઇશ્વર. (ક. ધા. સ.). પરકમાવાસી=પ્રદક્ષિણા કરનાર જાત્રાળુ. (૩૦)—સ્વજન=પોતાનું માણસ; સગાંવહાલા. અપયશ=અપ-ખરાબ યશ, અપકીર્તિ, ગેરઆબરૂ. (ક. ધા. સ.).

પાઠ ૩૧—પંચવટી=પાચ વટ-વડનો સમૂહ. (દ્વિગુ). આર્યપુત્ર (આર્ય=કુલીન+પુત્ર)=આર્યના પુત્ર, પતિ. પૂર્વકાળમાં આર્યસ્ત્રીઓ પતિને આર્યપુત્ર કહી બોલાવતી. (૬. ત. પુ. સ.). પર્ણકુટી =પાંદડાની ઝુંપડી. (૬. ત. પુ. સ.). ગભરાટ (ગભરા+આટ)=ગાભરાપણું; અકળામણ. (૩૪)—કચાશ=કાચાપણું; ખામી. નિશદિન=

રાત્રિ અને દિવસ. (દ્વંદ્વ). દયાનિધિ=દયાનો ભંડાર. (૬. ત. પુ. સ.). અશરણશરણ=અશરણ-અનાથનો નાથ, શરણે રાખનાર. (૬. ત. પુ. સ.). પતિતોદ્ધાર (પતિત=પાપી+ઉદ્ધાર=છૂટકારો)=પાપીનો છૂટકારો, પાપીનો છૂટકારો કરનાર, પ્રભુ. (૬. ત. પુ. સ.). પરેશ (પર=મોટો +ઇશ=ધણી)=મોટો ધણી, પરમેશ્વર. (ક. ધા. સ.). વિશ્વેશ (વિશ્વ= દુનિયા+ઈશ)=દુનિયાનો ધણી, ઈશ્વર, શિવ. (૬. ત. પુ. સ.). અકલિત (અ=નહિ+કલિત=ગણેલું, જાણેલું)=ન ગણાય તેવું, ન સમજાય તેવું. હિતાર્થે=હિતને અર્થે. (૪. ત. પુ. સ ). જળનિધિ=જળનું નિધિ -સ્થાન-ભંડાર; સમુદ્ર. (૬. ત. પુ. સ.). (૩૮)--વિહંગ=વિહ- આકાશમા ચાલનાર-પક્ષી. સૌમિત્રિ (સુમિત્રા પરથી)=સુમિત્રાનો પુત્ર લક્ષ્મણ, રામનો ભાઇ. (૩૯)--નળાખ્યાન (નળ+આખ્યાન)= નળની કથા. (૬. ત. પુ. સ.). આરોગ્ય (અ=નહિ+રોગ+ય=પણું)= નહિ રોગપણું, નીરોગી, તંદુરસ્તી. (૪૦)--પ્રપૌત્ર (પ્ર=ઉત્પત્તિ+ પૌત્ર=પુત્રનો પુત્ર)=પૌત્રનો પુત્ર. ખજાનચી=ખજાનો રાખનાર. જનાનો (ફા. જનાના)=ઓઝલમા રહેતા બૈરા; જનાનખાનુ, રણવાસ.

પાઠ ૪૨--દ્વેષી (દ્વેષ+ઈ=વાળું)=દ્વેષવાળું, વેરી. (૪૪)-- અનાદર (અન્=નહિ+આદર=માન)=માન નહિ તે, અપમાન, બે- આબરૂ. સર્વથા=સર્વ પ્રકારે. (૪૫)-કીર્તિસ્તંભ=કીર્તિને માટે થાંભલો. (૪. ત. પુ. સ.). (૪૬)--અનુચર (અનુ=પાછળ+ચર=ચાલનાર)= પાછળ ચાલનાર-સેવક, ચાકર. વર્ણાશ્રમ (વર્ણ=જાતિ+આશ્રમ)= ચાર જાતિ (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર) અને ચાર આશ્રમ (બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થ ને સંન્યાસ). (દ્વંદ્વ). (૪૭)-- ચલનવલન=ચાલવું અને વળવું; હાલચાલ. (દ્વંદ્વ). નિસ્તેજ (નિસ્= નહિ+તેજ)=નથી તેજ જેમાં-તેજ વગરનું. (બ. વ્રી. સ.). (૪૮)— સુવાસિત (સુ=સારી+વાસિત=વાસવાળો)=સારી છે વાસ જેની એવું-

સારી વાસવાળું. (બ. વ્રી. સ.). સદ્‌ગ્રંથ (સત્=સારૂં+ગ્રંથ=પુસ્તક)=સારૂ પુસ્તક (ક. ધા સ.). પતિવ્રતા (પતિ=સ્વામી+વ્રતા=નિયમવાળી)=પતિ છે વ્રત જેનું એવી (સ્ત્રી), શિયળ પાળનારી સ્ત્રી. (બ. વ્રી. સ.). (૫૦)—તાપસી=તપ આચરતી સ્ત્રી. ભગવતી=પવિત્ર માનવંતી સ્ત્રી દંડકારણ્ય (દંડક=નર્મદા અને ગોદાવરી નદી વચ્ચેનો પ્રદેશ+અરણ્ય=જંગલ)=દંડક નામનું અરણ્ય. (૬. ત. પુ. સ.) વજ્રપાત (વજ્ર=ઇંદ્રનું હથિયાર+પાત=પડવું તે)=વજ્રનું પડવું તે. (૬. ત. પુ. સ.).

પાઠ ૫૧—પચાગ (પંચ+અંગ)=જેમા તિથિ, વાર, નક્ષત્ર વગેરે જણાય છે તે, ટીપણું. (દ્વિગુ). (૫૨)—નાદાન (ના=નહિ+દાન=જ્ઞાન)=જ્ઞાન નહિ તેવો, મૂર્ખ. (૫૩)—અહમદાબાદ (અહમદ+આબાદ=સ્થાન)=અહમદનું સ્થાન, અહમદશાહે વસાવેલું શહેર. (૬. ત. પુ. સ.). મમતાળુ (મમતા=માયા+આળુ)=માયાળુ. (૫૫)—દીર્ઘસૂત્રી (દીર્ઘ=લાબા+સૂત્ર=નિયમ+ઈ=વાળું)=લાંબા વિચારવાળો, કામમાં ઢીલ કરનાર માણસ. (બ. વ્રી. સ.). (૫૬)—પુનર્લગ્ન (પુનર્=ફરીથી+લગ્ન=જોડાએલા)=ફરીથી પરણવું તે, પુનર્વિવાહ, વિધવાવિવાહ. અનુયાયી (અનુ=સાથે+યાયી=જનાર)=સાથે (પછાડી) જનાર, સેવક, શિષ્ય, ભક્ત, આશ્રિત, વગેરે. નિષ્કામ (નિસ્=નહિ+કામ=ઇચ્છા)=નથી ઇચ્છા જેની એવો-ઇચ્છા વગરનો. (બ. વ્રી. સ.). સામાજિક (સમાજ=જનમંડળ+ઇક=લગતું)=જનમંડળને લગતી. (૫૮)—બેદિલ=દિલ-મન, ખાએશ, ચાહેના વગર; મન ઊઠી ગયું હોય તેવું; નાખુશ, નાઉમેદ, ઉદાસ, દિલગીર. (૫૯)—બિનરોજગાર=ધંધાવગર, નવરૂં. ગેરહાજર=હાજર નહિ તે. (૬૦)—ખૂનરેજી (ફા.)=કતલ. અસ્તવ્યસ્ત (અસ્ત=આથમેલું+વ્યસ્ત=વિપરીત)=વેરણ-ખેરણ. (ક. ધા. સ.). અતિશયોક્તિ (અતિશય=ઘણુંજ+ઉક્તિ=બોલવું તે)=વધારીને બોલવું તે, મીઠું મરચું ભભરાવીને બોલવુ તે,

બડબડાટ. અરાજ્ય=રાજ્ય નહિ તે.

**પાઠ ૬૧**—ઉદેપુર=ઉદયસિંગનું વસાવેલું શહેર. (૬. ત. પુ. સ.). બુદ્ધિમાન=બુદ્ધિવાળો; વિદ્વાન; ચતુર; નમ્ર. પદભ્રષ્ટ (પદ=પદવી, ગાદી+ભ્રષ્ટ=પડેલો)=ગાદીથી ઉઠાડી મૂકેલો. (પ. ત. પુ. સ.). (૬૩)—જહાંગીર=જહાં-દુનિયાને જિતનાર, એક પાદશાહનું નામ છે. જાહોજલાલી (**फा. अ.** જાહોજલાલ)=મોટાઇ. (૬૪)—દિવાનખાનુ =બેસવા ઊઠવાનો મુખ્ય ઓરડો. (૬. ત. પુ. સ.). તખ્તેતાઉસ (**फा.** તખ્ત+**अ.** તાવૂસ=મોર.). (૬૬)—સૂર્યમાળા=સૂર્યની માળા, સૂર્યમંડળ. (૬. ત. પુ. સ.). સપ્તર્ષિ (સપ્ત+ઋષિ)=સાત મુખ્ય ઋષિઓ:-૧. મરીચિ, ૨. અત્રિ, ૩. અંગિરસ, ૪. પુલસ્ત્ય, ૫ પુલહ, ૬. ક્રતુ, ૭. વસિષ્ઠ. આકાશમા સાત તારાનું ઝુમખું છે તે, એ સાત ઋષિઓ છે એમ મનાય છે. (દ્વિગુ).

**પાઠ ૭૧**—કમજોર=કમ-ઓછું છે જોર જેનું એવો-ઓછા જોરવાળો. (બ. વ્રી. સ.). (**૭૫**)—હાઈ કોર્ટ=ઇન્સાફની મોટી અદાલત. (ક. ધા. સ.). (૭૭)—પ્રતિધ્વનિ (પ્રતિ=ઉલટો+ધ્વનિ=અવાજ) =ઉલટો અવાજ, પડઘો. (૭૯)—સવેળા=સારો વખત; વખતસર. ઉલટો શબ્દ-કવેળા.

**પાઠ ૮૩**—એકદળ=એક છે દળ જેમાં એવી (વનસ્પતિ). (બ. વ્રી. સ.). દ્વિદળ=બે છે દળ જેમા એવી (વનસ્પતિ). (બ. વ્રી. સ.). પુંકેસર (પું=નર+કેસર=તંતુ)=નરરૂપતંતુ. (ક. ધા સ.). (૮૪)—સ્ત્રીકેસર=સ્ત્રીરૂપતંતુ. (ક. ધા. સ.). બીજાશય (બીજ+આશય)=બીજ બંધાવાનું ઠેકાણું. (૬. ત. પુ. સ.). (૮૫) સપુષ્પ= પુષ્પ-ફૂલસહિત. (૮૭)—પંચમહાલ=પાચમહાલનો સમૂહ. (દ્વિગુ). ધોળાશ (ધોળું+આશ)=ધોળાપણું. (૮૮)—સતેજ=તેજદાર, વધારે જાગ્રત. (૮૯)—કાળાશ=કાળાપણું. આઠવાડીઉં=આઠવારનો સમૂહ.

(દ્વિગુ). (૯૦)—સૂક્ષ્મદર્શક=સૂક્ષ્મ-ઝીણી વસ્તુ દેખાડનાર યંત્ર.

**પાઠ ૯૫—**પિળાશ=પીળાપણું. (૯૬)—મુલાયમ (अ.)=નરમ, કુમળું, સુંવાળું ને પોચું.

---

## ત્રિવેદી વાચનમાળા-પુસ્તક પાંચમું.

**પાઠ ૨**—સગવડ=અનુકૂળતા; ઉલટો શબ્દ અગવડ. (૩)—અનર્થ (અન=નહિ+અર્થ)=અર્થ વગરનું; અનિષ્ટ; વિપત્તિ. (૪)—ઉશ્કેરણી (ઉશ્કેર+અણી)=ઉશ્કેરવું તે-ક્રિયાવાચક નામ છે. (**૫**)-નિર્ભયતા (નિર્=નહિ+ભય+તા=પણું)=ભયપણું નહિ તે. સદાચારી (સત્+આચારી)=સારા આચરણવાળો; ઉલટો શબ્દ-દુરાચારી. (બ. વ્રી. સ.). (૬)—સદુપયોગ (સત્+ઉપયોગ)=સારો ઉપયોગ; ઉલટો શબ્દ-દુરુપયોગ. (ક. ધા. સ.). (૧૦)—નિર્દોષ (નિર્+દોષ)=દોષ વગરના; ઉલટો શબ્દ-સદોષ. (બ. વ્રી. સ.). (૧૬)—જઠરાગ્નિ (જઠર+અગ્નિ)=પેટનો અગ્નિ; પાચનશક્તિ. (૬. ત. પુ. સ. ). (૧૮)—વેદાંગ (વેદ+અંગ)=વેદનાં ૭ અંગ—૧. શિક્ષા (ઉચ્ચારશાસ્ત્ર); ૨. કલ્પ (યજ્ઞયાગ કેમ કરવા તે દર્શાવનાર); ૩ વ્યાકરણ; ૪. નિરુક્ત (વૈદિક શબ્દની વ્યુત્પત્તિ દર્શાવનાર); ૫ છંદ (પિંગળ); અને ૬. જ્યોતિષ્. અત્યુત્સુક (અતિ+ઉત્સુક)=પ્રબળ ઇચ્છાવાળું. (૧૯)—અનાચાર (અન્+આચાર)=અનીતિનું કામ.

**પાઠ ૨૩**—બાહોશી (બાહોશ+ઈ=પણું)=બાહોશ પણું. સવિસ્તર (સ=સહિત+વિસ્તર)=વિસ્તાર સહિત (બ. વ્રી સ.). આકસ્મિક (અકસ્માતથી ઉત્પન્ન થએલું; એકાએક મળી આવતું). (**૨૫**)—કાન્તિમાન્ (કાન્તિ+માન્=વાળો)=કાન્તિવાળો; સુંદર. (**૩૧**)—સ્વદેશરક્ષક=સ્વદેશનું રક્ષણ કરનાર. (૬. ત. પુ. સ.). ધર્મિષ્ઠતા=ધર્મિષ્ઠપણું.

(૩૨)—પ્રોત્સાહિત (પ્ર=વિશેષ+ઉત્સાહિત)=હિંમત ભરેલું; હિંમતથી ઉત્તેજાએલું. આત્મબળ=આત્માનું બળ. (૬. ત. પુ. સ.). (૩૩)—અસંસ્કારી=સંસ્કાર-કેળવણી વગરની (બ. વ્રી. સ.) (૩૮)—ખોદાણ (ખોદ+આણ)=ખોદવું તે-ક્રિયાવાચક નામ છે. (૩૯)—પંડિતાઇ (પંડિત+આઇ)=પંડિતપણું. (૪૦)—ઔદાર્ય (ઉદારપરથી)=ઉદારતા.

પાઠ ૪૩—અપૂજ્ય=પૂજવાલાયક નહિતે. (બ. વ્રી. સ.) (૪૪)—અક્ષંતવ્ય (અ=નહિ+ક્ષંતવ્ય)=માફ કરી ન શકાય એવુ. (બ. વ્રી. સ.). (૪૬)—યથાવકાશ (યથા+અવકાશ)=જેવો અવકાશ. (૪૭)—આર્થિક (અર્થ ઉપરથી)=પૈસા સંબંધી. (૪૮)—વીરાગના (વીર+અંગના=સ્ત્રી)=બહાદુર સ્ત્રી. (ક. ધા. સ.). વૈધવ્ય (વિધવાપરથી)=વિધવાપણું. ક્ષાત્ર (ક્ષત્રિય પરથી)=ક્ષત્રિયનું. (૫૪)-સ્વેચ્છા (સ્વ+ઇચ્છા)=પોતાની મરજી માફક. (૫૬)—સ્વાર્થી (સ્વ+અર્થ+ઈ=વાળું)=પોતાના અર્થનું. (બ. વ્રી. સ.). અનર્થકારક (અન્+અર્થ+કારક)=નુકસાન કારક. (૫૭)—છત્રાકાર (છત્ર+આકાર)=છત્રના આકારનું. (બ વ્રી.સ ).

પાઠ ૬૧—અહમેવ (અહમ્=હું+એવ=જ)=હુંપણુ; અહંકાર. (૬૨)—તોછડાઇ (તોછડું+આઇ)=તોછડાપણું. અશિષ્ટ=કેળવાએલું નહિ તે. (બ. વ્રી. સ). (૬૭)—પાશવ (પશુપરથી)=પશુના જેવું. (૬૯)—વૈજ્ઞાનિક (વિજ્ઞાનપરથી)=શાસ્ત્રીય સંશોધન કરનાર. (૭૦)—અત્યદ્દ્ભુત (અતિ+અદ્દ્ભુત). (૭૨)—મહાનુભાવ (મહા+અનુભાવ=મહિમા)-મોટા મહિમાવાળું. (બ. વ્રી. સ.). (૭૩)—નિરુદ્યોગ(નિર્+ઉદ્યોગ)=ઉદ્યોગ વગર. (બ.વ્રી. સ.). (૭૪)-કોહાણ (કોહ+આણ)=કોહવું તે-ક્રિયાવાચક નામ છે. (૭૫)—મનુષ્યત્વ=માણસપણું. તારુણ્ય (તરુણ=જુવાન+ય=પણું)=જુવાની. (૮૧)-પ્રવૃત્તિમાન્ (પ્રવૃત્તિ=ચપળતા+માન્=વાળું) ચપળતાવાળું. ધૃષ્ટતા (ધૃષ્ટ=નિર્લજ્જ+તા=પણું)=નિર્લજપણું.

સમાપ્ત.

# શબ્દવ્યુત્પત્તિદર્શક સૂચી.*



* આ સૂચીમાં આ પુસ્તકમાંના સઘળા શબ્દો લીધા નથી. ગુજરાતી ભાષામાં વિશેષ વપરાતા અને વાચનમાળાઓમાં વપરાએલા શુદ્ધ સંસ્કૃત ( તત્સમ ), અને જૂજ તદ્ભવ શબ્દો લીધા છે.

### આ

### હ

# પ્રશ્નો.

૧. ગુજરાતી ભાષાનું મૂળ શું ? એ મૂળમાંથી હિંદની કઇ કઇ ભાષા ઉદ્ભવેલી છે ? એ મૂળભાષા સિવાય બીજી કઈ કઇ ભાષાના શબ્દો ગુજરાતી ભાષામાં શામાટે છે ?

૨. ગુજરાત નામ શાથી પડયું છે ? એનો મૂળ શબ્દ કયો ?

૩. નીચેના શબ્દ છૂટા પાડીને સમજાવો, એમાં સંધિનો કયો નિયમ રહેલો છે તે દર્શાવો.

અદ્યાપિ ૫,૧૩૯,* દેશાટન, ધર્માધ્યક્ષ, સાક્ષી, સ્વાર્પણ ૬,૧૩૪, ઉત્તરાયણ, દક્ષિણાયન, પંચામૃત, મુરારિ, સહાધ્યાયી, ધનાઢય, કેશાકર્ષણ ૮,૧૮૬, નિજાનંદ, તથાપિ ૮,૧૩૫, મહાત્મા ૯,૧૫૯, લોકેષણા ૧૦,૧૬૧, પતિતોદ્ધાર, પ્રત્યક્ષ.

૪. નીચેના સમાસો નામ આપી છોડો ને તેમાં સંધિનો કયો નિયમ રહેલો છે ?

પ્રેમ–શૌર્યાંકિત, મદિરાક્ષી (મદિરા=ખંજનપક્ષી+અક્ષિ=આંખ)= ખંજનપક્ષીના નેત્રરંગ જેવા રંગવાળાં નેત્ર છે જેનાં એવી (સ્ત્રી), આરોગ્યાલય, ગુરુત્વાકર્ષણ ૭,૧૪૮, દેવાલય ૭,૧૩૨, સમોષ્ણતાવૃત્ત ૧૦,૧૮૪, સૂર્યોદય ૧૦,૧૨૯, ચાર્વંગી, તન્વંગી (તનુ=કોમળ+અંગી)=કોમળ અંગવાળી (સ્ત્રી).

૫ નીચેના શબ્દ કેવો સમાસ છે ? એનો વિગ્રહ કરો.

અક્ષરગણિત ૧૬૦. ચમૂપતિ (ચમૂ=સેના), દષ્ટિવિદ્યા ૧૮,૧૬૪, શિવસદન, દેવકીનંદન (નંદન=પુત્ર)=દેવકીનો પુત્ર, લક્ષ્મીનંદન (લક્ષ્મીને આનંદ આપનાર–વિષ્ણુ), તીર્થંકર, વિહંગ, તનુજ, પંકજ ૪૯, પૂર્વજ ૨૧, ૧૧૬, મનુજ (મનુથી ઉત્પન્ન થનાર–માણસ), દુઃખદા, ચિત્તવેધક ૨૨,૧૭૦, ગૃહસ્થ, પરમહંસ (હંસ=આત્મા)=સંન્યાસી, યોગી; ત્રિદોષ ૨૪,૧૨૨, દામોદર, નિઃસીમ ૭૩, પુણ્યશ્લોક, પ્રજાસત્તાક ૨૫,૧૨૪, શ્યામશરીર (શ્રીકૃષ્ણ), યથાસ્થિત ૨૬,૧૫૬, યાવચ્ચંદ્રદિવાકરૌ, શાહજાદાં, ખૂબસૂરત ૨૯, બદદાનત ૨૯, પેગંબર, હમામખાનું ૧૧૫, હરામખોર ૨૭,૧૬૯

---

*શબ્દવ્યુત્પત્તિદર્શક સૂચીમાં આવેલા શબ્દો સિવાયના શબ્દો પુસ્તકમાં કયે પાને છે તે અંક બતાવેલ છે.

૬. 'અકર્મક' એ કેવો સમાસ છે? એને છેડે જેમ 'ક' પ્રત્યય છે તેવા 'ક' પ્રત્યયવાળા એજ જાતના સમાસના દાખલા આપો.

૭. 'નિર્જીવ'થી ઉલટો શબ્દ કહો.

૮. 'તદ્ધિત' પ્રત્યય એટલે શું? વિશેષણને કયા તદ્ધિત પ્રત્યય લાગી ભાવવાચક નામ બને છે? દરેક પ્રત્યયના બબ્બે દાખલા આપો.

૯. નીચેના શબ્દમાં કયો તદ્ધિત પ્રત્યય છે? એ પ્રત્યયનો શો અર્થ છે? એવા બીજા દાખલા આપો.

ફળરૂપતા, સૌંદર્ય, તાત્પર્ય (તત્પર+ય) તૈયારપણું, સાર; હનુમાન, નાગરિક, વાર્ષિક, કિન્નરી, નાહાની ૪૪, અક્કલમંદ ૪૫.

૧૦. 'પંખીડું' એમાં કયો તદ્ધિત પ્રત્યય છે? એ પ્રત્યયનો શો અર્થ છે? એવા બીજા પ્રત્યયો કહો.

૧૧. 'કૃત્' પ્રત્યય એટલે શું? ધાતુને કયા કૃત્ પ્રત્યય લાગી કર્તૃવાચક કૃદંત બને છે? દરેક પ્રત્યયના બબ્બે દાખલા આપો.

૧૨. નીચેના શબ્દો વ્યુત્પત્તિ કરી સમજાવો.

પવન, પૂજન, નયન, સુત, રમણીય, જિજ્ઞાસુ, ક્ષણભંગુર ૬૫, અતિથિ, જાણકાર ૬૭, સંયમ, સંતતિ, સમક્ષ, સમાવેશ, નિરંકુશ ૭૨, ૧૧૬, નિરંજન, નિરંતર ૧૪,૧૩૨, નિરીક્ષા, નિર્વાહ, આદર્શ, આભૂષણ, ઉત્કૃષ્ટ, ઉદાસ, ઉન્મત્ત, અગમ્ય, અનિષ્ટ, અનૃત, અનૌરસ (અન્+ઔરસ)= ઔરસપુત્ર નહિ તે, દત્તક; અંતર્યામી, અરણ્ય.

૧૩. 'દ્વિપ' અને 'દ્વીપ' શબ્દના અર્થમાં શો ફેર છે? એ શબ્દો શી રીતે બન્યા છે તે સમજાવો. (૧૭૬)

૧૪. 'जन्' ધાતુપરથી બનતા શબ્દ લખો

૧૫. 'આહાર'માં 'આ'ને બદલે બીજા ઉપસર્ગો મૂકી અર્થમાં કેવો ફેરફાર થાય છે તે દર્શાવો.

૧૬. 'ઉપ', 'અધિ', 'ગેર' અને 'બે' પૂર્વગ આવે એવાં; અને 'આ' ને 'ના' પ્રત્યય આવે એવાં બબ્બે ઉદાહરણ લખી તેમની વ્યુત્પત્તિ સાથે અર્થ લખો.

૧૭. નીચેના શબ્દનાં મૂળ આપો.

ગરવી, ડાઘ ૧૦૪, પરોણો ૧૦૬, અને માતું ૬૩.

૧૮. 'ક્ષણેક્ષણે', 'આડોશીપાડોશી' શબ્દ બેવાર કહેવાથી તેમાં શો અર્થ આવે છે?

# શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨,૧૦૦ | ૧૯,૩ | વૈવાહિક | વૈવાહિકઃ |
| ૧૪ | ૬ | તપોદન | તપોવન |
| ૧૬ | ૮ | તાઢતડકો | ટાઢતડકો |
| ૧૮ | ૬ | વિદ્યુદ્દબળ૯૧ | વિદ્યુદ્દબળ૨૨ |
| ૨૧ | ૩ | દુરાચારી૬૧ | સ્વેચ્છાચારી |
| ૨૧ | ૨૧ | ગોપાલદાસ૩૩ | ગોપાલદાસ૨૩ |
| ૨૩ | ૨ | ભવકુપ | ભવકૂપ |
| ૪૨ | ૯ | છેકી નાખો-ભૂપાળ, આ શબ્દ પૃષ્ટ ૨૧, ૧૬૮મે જુઓ. | |
| ૪૭ | ૧૮ | બહ્ | વહ્ |
| ૪૭ | ૨૩ | બુધ્ | બુધ્ |
| ૪૮ | ૧ | દ્રાવક૮૮ | દ્રાવક |
| ૪૮ | ૨ | તૃ | તુ |
| ૫૧ | ૨૧ | મતિ | મિતિ |
| ૫૭ | ૧૦ | મૂ | મૂ |
| ૭૩ | ૪ | નિામત | નિર્મિત |
| ૭૫ | ૨ | આવૃષ્ટિ૪૫ | આવૃષ્ટિ |
| ૭૮ | ૧૦ | બોધ· | બોધ. |
| ૯૪ | ૨૩ | રૂંધા(વું), | રૂંધ(વું), |
| ૧૦૦ | ૧૬,૨૧ | પ્રથમના | પ્રથમાના |

| | | | |
|---|---|---|---|
| ૧૦૬ | ૮ | પ્રાઘૂણુક: | પ્રાઘૂર્ણિક: |
| ૧૨૦ | ૪ | शृ | शॄ |
| ૧૨૧ | ૧૨ | સાધન | સાધન |
| ૧૨૭ | ૨ | પાંદડોનો | પાંદડાંનો |
| ૧૩૭ | ૭ | દમ્પતિ | દમ્પતી |
| ૧૪૯ | ૧૫ | यह् | वह् |
| ૧૫૪ | ૨૪ | અહાનશ | અહર્નિશ |
| ૧૬૭ | ૨૦ | ( विल्+अ ) | ( विलप्+अ ) |
| ૧૬૮ | ૮ | ( ध+अन ) | ( धृ+अन ) |
| ૧૭૧ | ૨૦ | જનકૃન | જનકૃત |
| ૧૭૮ | ૧૦ | ( ध+अना ) | (धृ+अना ) |
| ૧૯૪ | ૩ | નમ્ર | નમ્ર |
| ૧૯૫ | ૨ | પીળાપણ' | પીળાપણું |
| ૨૦૦ | ૩ | ઉપાય ૭૮,૧૭૨ | ઉપાય ૭૮,૧૨૨ |

